| | |
|---|---|
| ઈશાન | ૦-૧૨ |
| સ્વરાજ્ય અને સંરક્ષણ | ૦-૧૨ |
| એડૉલ્ફ હીટલર | ૦-૮ |
| સંધ્યાના રંગ | ૧-૪ |
| સૌરભ | ૦-૧૨ |
| યુગાંતર | ૧-૦ |

| | |
|---|---|
| કોરી કિતાબ | ૧-૮ |
| પૂર્વજોના પાપે [મ. નથી] | ૧-૮ |
| અફઘાનિસ્તાન | ૦-૧૨ |
| બે ક્રાંતિકાર | ૧-૦ |
| ખિલખિલાટ | ૧-૪ |

| | |
|---|---|
| ગ્રામવિચારણા | ૦-૧૨ |
| જીવનચક્ર | ૧-૪ |
| વિભંગફલ | ૧-૮ |
| લગ્ન ધર્મ કે કરાર? | ૧-૮ |
| દશમી | ૦-૧૨ |

| | |
|---|---|
| પાંખડીઓ | ૧-૮ |
| રામરોટી | ૧-૮ |
| સંહાર | ૨-૦ |
| એબીસીનીયાપર ઓથાર | ૨-૦ |
| મારા વિના નહિ ચાલે | ૧-૦ |

| | |
|---|---|
| બ્રહ્મચર્ય મીમાંસા | ૩-૮ |
| મુક્ત પંખી | ૨-૮ |
| ગામધણી | ૨-૦ |

નવયુગ પુસ્તક ભંડાર : : પુસ્તક સંખ્યા : ૧૧૩

# બિન્દુ

[ સામાજિક નવલિકા સંગ્રહ ]

લેખક

પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ



કિંમત રૂા. સવા

નવયુગ પુસ્તક ભંડાર

રાજકોટ : : [ કાઠિયાવાડ ]

—: ન વ [redacted] મા ળા :—

પુસ્તક ૪ થું

**:: વાર્ષિક લવાજમ ::**

[ એક હજાર પૃષ્ઠના પાકા પૂંઠાના ત્રણથી ચાર પુસ્તકો ]

| દેશમાં | : | બ્રહ્મદેશમાં | : | પરદેશમાં |
|---|---|---|---|---|
| રૂપિયા ચાર | : | રૂપિયા સાડાચાર | : | શિલિંગ આઠ |

પહેલી આવૃત્તિ : માર્ચ ૧૯૪૨

: પ્રકાશક :
જયંતિલાલ રે. દોશી
નવયુગ પુસ્તક ભંડાર
રાજકોટ : [કાઠિયાવાડ]



: મુદ્રક :
મણિલાલ છગનલાલ શાહ
નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ
ઘીકાંટારોડ : અમદાવાદ.

# બે બોલ

લગભગ સાત વર્ષ પછી નવયુગ પુસ્તક ભંડાર તરફથી મારો આ નવલિકાસંગ્રહ પ્રસિદ્ધ થાય છે. સાત વર્ષ પહેલાં–૧૯૩૫ માં 'ગૃહલક્ષ્મી' નામનો મારો પ્રથમ નવલિકાસંગ્રહ નવયુગ પુસ્તક ભંડાર મારફત પ્રગટ થયો હતો. મારા એ પ્રથમ પ્રયાસને જે આવકાર અને હૂંફ મળ્યાં હતાં, તેવા જ આવકાર અને હૂંફની આ પ્રકાશન માટે પણ હું આશા રાખું છું.

'ગૃહલક્ષ્મી'ની સફળતા પછી 'ઊમા' અને 'પૂર્ણા' નામના મારા બે નવલિકા સંગ્રહોને પણ જે સફળતા પ્રાપ્ત થઈ છે તે જોતાં 'બિન્દુ'ની સફળતા માટે સહેજે આત્મવિશ્વાસ પ્રગટ થાય તો તેને આત્મશ્લાઘા નહિ ગણી લેવાનું ઔદાર્ય વાંચક ભાઈ બહેનો બતાવશે એવી મને શ્રદ્ધા છે.

ભાઈ શ્રી જમનાદાસ અને ભાઈ શ્રી જયંતિલાલ દોશી સાથે ૧૯૩૦ માં અચાનક મારો પરિચય થયો, અને ત્યારથી તે આજની ઘડી સુધી તેમનો નિર્મળ સ્નેહ, અતૂલ પ્રેમ અને મીઠી મોહબ્બતનો મને અનુભવ થઈ રહ્યો છે, અને એના જ પરિપાક રૂપે 'બિન્દુ' પ્રસિદ્ધ થાય છે.

'બિન્દુ'ની નવલિકાઓ સંબંધમાં વિસ્તૃત વિવરણ કરવું એ મને ઠીક લાગતું નથી. વાંચકોની ન્યાયવૃત્તિ અને રસવૃત્તિમાં મારો વિશ્વાસ છે. વસ્તુની યોગ્યાયોગ્યતા માટે નક્કી કરવાનું કામ તો વાંચકોનું છે. વાંચકોને આ સંગ્રહમાંની નવલિકાઓ રુચિકર થશે તો મારો પ્રયાસ સફળ થયો માનીશ.

ખાડિયા : ગોલવાડ :
અમદાવાદ

**પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ.**

## : અનુક્રમ :

## લીલાવતી ગ્રંથમાળા : વર્ષ ૭ મું

| | | |
|---|---|---|
| તાત્યારાવનું તાવીજ | સનત્કુમાર વીણુ | ૧-૮ |
| નંદિતા | સુરેશ ગાંધી | ૧-૮ |
| કોણ ગુન્હેગાર ? | ગુણવંતરાય આચાર્ય | ૧-૦ |
| રાજરાણી | બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાય | ૨-૦ |
| મધુરજની | 'મૃદુલ' | ૧-૮ |

## લીલાલતી ગ્રંથમાળા : વર્ષ ૮ મું

| | | |
|---|---|---|
| ગૃહત્યાગ | સૌરિન્દ્ર મોહન મુખોપાધ્યાય | ૨-૦ |
| ત્રિભેટો | 'ધૂમકેતુ' | ૧-૮ |
| હાસ્ય વિલાસ | 'મસ્ત ફકીર' | ૩-૦ |
| રાષ્ટ્રિય ઉદ્યોગ | 'મૃદુલ' | ૧-૮ |

## લીલાવતી ગ્રંથમાળા : વર્ષ ૯ મું

| | | |
|---|---|---|
| વિકાસ | ચુનીલાલ વર્ધમાન શાહ | ૩-૦ |
| મમતા | સરદ્બાબુ કૃત | ૨-૦ |
| નિરુપમા | સૌરિન્દ્રમોહનકૃત | ૨-૦ |
| વિજેતા | મોહનલાલ ચુ. ધામી | ૧-૮ |

: લખો :

નવયુગ પુસ્તક ભંડાર : રાજકોટ : કાઠિયાવાડ

# બિન્દુ

## [૧]

બિન્દુ તો સાક્ષાત્ લક્ષ્મીનો અવતાર હતી. શંકરભાઈના કંગાલિયતના જીવંત પ્રદર્શન સમા ઝૂંપડામાં જ્યારે બિન્દુએ પ્રવેશ કર્યો ત્યારે જીવનમાં ઘોર અંધકાર છવાયો હતો.

શંકરભાઈના ભર્યા નામે આજે તો ગામ લોક એને બોલાવતું હતું, પણ એક વખત ગામ લોકનું વર્તન એના પ્રત્યે એવું કઠોર હતું કે જો બિન્દુનું શીળું જીવન એને પ્રાપ્ત ન થયું હોત તો એનું જીવન-પુષ્પ કરમાઈજ ગયું હોત.

જગતનો નિયમ છે કે જ્યારે કુદરત અનુકૂળ હોય છે ત્યારે માનવીઓ એની સોબતમાં ગૌરવ માને છે, પણ જ્યારે કુદરત પ્રતિકૂળ બને છે ત્યારે એજ માનવીઓ એનો તિરસ્કાર કરે છે.

શંકરભાઈ એ સમજતા હતા. જીવનમાં અનેક કડવા ઘૂંટડા પી ગયા પછી, અમૃત પામતાં તેઓ હર્ષઘેલા થયા ન હતા. દુઃખની વેળા એમણે ધીરજથી કાપી હતી અને સુખની વેળાને પણ એટલી જ ધીરજથી આવકાર આપી રહ્યા હતા.

ખેતરમાં સાથીદારો સાથે પરિશ્રમ ઉઠાવતા, અને કોઈ વખત હરિયાળા ખેતર પર લાંબી નજર નાંખતા અને સંતોષનો ઊંડો શ્વાસ ખેંચતા, ત્યારે પ્રભુનો જ ઉપકાર માનતા એમ નહિ પણ એમની નજર સમક્ષ બિન્દુની એક જીવંત તસ્વીર ખડી થતી.

શંકરભાઈ બહુ નિયમિત પુરુષ હતા. ગામના કેટલાય વૃધ્ધો શંકરભાઇના ઉદાહરણને પોતાના સંતાનો સમક્ષ મૂકતાં. સાંજે ખેતરથી ઘેર આવીને સૌથી પહેલો બોલ 'નિરૂની મા'નો ઉચ્ચારતાં.

તુલસી કયારાથી સહેજ દૂર તડકો જાય અને શંકરભાઈ ગૃહ આંગણામાં પગ દેતા.

'નિરૂની મા જરા હોકો લાવો તો!' આંગણામાં જ નિરૂની માએ કાળજીપૂર્વક તૈયાર કરેલી ઓટલી પર બેસીને શંકરભાઈ હોકો માંગતા. નિરૂની મા હાથ પરના કામ પડતાં મૂકીને હોકો તૈયાર કરીને આપતી, અને શંકરભાઈ હોકો પીવામાં કલાક બે કલાક ગાળી નાંખતા.

પણ હોકો પીતાંય એમના દિલને શાંતિ ન હતી: આંગણાની સામે જ વાડામાં એમના ઢોર બંધાતા હતા. એ ઢોર વિષેની દેખભાળ તેઓ રાખતા હતા. સવારમાં તેમને માટે ઘાસચારો નંખાયો છે કે નહિ, તેમને માટે ખાણ-ખૂટણ તૈયાર થયું છે કે નહિ? વગેરે જોતો.

'આ ગમાણ તો જુઓ નિરૂની મા! કેવી ગંદી છે. આવી ગંદી ગમાણમાં ઢોરને ઘાસ ચારો કેમ નંખાય? આપણા રસોડા કેમ સ્વચ્છ રાખો છો? ગમાણને પણ એવી જ સ્વચ્છ રાખો.' શંકરભાઈ નિરૂની માને ગમાણની ગંદકી જોઈને ઠપકો દેતા હતા.

ભેંસને હાથ ફેરવતો, બળદને પ્યાર કરતો અને તેના પાડાં-વાછરડાંની સંભાળ લઈને જ્યારે તેઓ બહાર નીકળતા ત્યારે એમને સંતોષ થતો. પ્રભુએ તેમને સ્વર્ગનું સુખ આપ્યું હતું, અને સૌથી મોટું સુખ તો સંતોષ માનવામાં તેઓ જોઈ રહ્યા હતા.

'નીરૂની મા!'

'પણ છે શું? સવાર થયું કે તમારું નીરૂની માનું પારાયણ ચાલવા માંડયું. જરા જંપીને બેસવા તો દો. આખો દિવસ કામ કામ ને કામ. હું તો થાકી ગઈ હવે!' નીરૂની મા કો'ક દિવસ ક્રોધિત બનતા ત્યારે અકળાઈને જવાબ દેતાં.

શંકરભાઈ એ વખતે હસી જતા. એમના હાસ્યમાં વાત્સલ્ય અને નિર્દોષતા ભર્યાં હતાં. ઓટલી પર હસતાં હસતાં આસન જમાવતા અને ચલમના ઠરી ગયેલા અગ્નિને પ્રજ્વલિત કરવા પ્રયત્ન કરતા. મૂંગા મૂંગા થોડાક દમ ખેંચી લેતા અને ફરીથી ઉભા થઈને ઓરડામાં પગ દેતા.

'નીરૂની મા!' ફરીને જ્યારે એ શબ્દો ઉચ્ચારતાં ત્યારે અતિ નમ્રપણે બોલતાં હતાં. નીરૂની માના શાંત થયેલા ગુસ્સાને ફરીથી જાગ્રત કરવાની તેમની ઈચ્છા ન હતી, અને એથી જ બની શકે તેટલી નમ્રતા ધારણ કરીને બોલતા.

'શું છે?'

'કેમ, હવે તો શાંતિ છે ને?'

'શાંતિની શી વાત કરો છો? સવારથી તે સાંજ સુધી આ જંજાળમાં એટલી રોકાયેલી રહું છું કે હવે મને થાક લાગે છે. આ ઉંમરે પણ હજી વિશ્રામ લેવાનો આ દેહને કશો અધિકાર છે કે નહિ એમ જ્યારે હું મારા દિલને પ્રશ્ન કરૂં છું ત્યારે મારી આંખોએ અંધારાં આવે છે!'

નીરૂની માની જુવાની પણ એક યાદગાર જુવાની હતી. જુવાની ઉગી ત્યારથી તે આથમી ત્યાં સુધી નીરૂની માએ આ ઘરને ઉજ્જવળ બનાવવા પોતાનો દેહ નીચોવી નાંખ્યો હતો. એનું અંકોડાબંધ ચિત્ર એની નજર સમક્ષ ખડું થતું હતું.

શંકરભાઈની સ્થિતિ જ્યારે નીરૂની મા પરણીને પ્રથમ શ્વસુર ગૃહે આવી ત્યારે સાવ કંગાલ હતી. કેટલાય કહેતા કે આવા કંગાલને કન્યા દેનાર પિતા કેટલો ઘાતકી હશે? પણ ક્યારેય નીરૂની માને પતિની કંગાલિયત વસમી લાગી ન હતી. પતિની સેવાચાકરીમાં એણે પોતાનું જીવન ધન્ય માન્યું હતું.

એ કંગાલ ઘરમાં જ્યારે બિન્દુએ પ્રવેશ કર્યો ત્યારે બિન્દુ યુવતિ હતી. એની ફુટતી જુવાની, ગભરૂ દેહ, અને નિર્મળ હૈયા સાથે એણે શંકરભાઈની ઝૂંપડીમાં પગલાં મૂક્યાં હતાં.

બિન્દુના પિતા ધનવંતરાય સામાન્ય સ્થિતિના માનવી હતા. શહેરની એક શાળાના સામાન્ય શિક્ષક હતા. આર્થિક સંકડામણો વચ્ચે એ દિવસો પૂરા કરતા હતા, છતાં પણ બિન્દુનાં જીવન ઘડતર પાછળ એમણે પૂરતું લક્ષ આપ્યું હતું. બિન્દુની કેળવણી માત્ર શાળાના જ્ઞાનમાં જ સમાપ્ત થાય છે એમ તેઓ માનતા ન હતા. આવતી કાલની ગૃહિણી બનાવવા ઇચ્છતા હતા.

'મારે બિન્દુને આર્યમહિલા તરીકે ઘડવી છે—મારી બિન્દુ ગરવી તેમજ ઘરરખ્ખુ ગૃહિણી થાય અને જીવન ઉજાળે એ જોવાની મારી ઉત્કંઠા છે.' ઘણીવાર ધનવંતરાય બિન્દુના ઘડતર સંબંધીના પોતાના ખ્યાલો આવા શબ્દોમાં રજુ કરતા હતા.

એ ખ્યાલો માત્ર સ્વપ્નવત્ નહિ પણ જીવનમાં મૂર્તિમંત થાય એ માટે તેઓ બિન્દુના પ્રત્યેક કાર્ય પર દેખરેખ રાખતા. બિન્દુની એકેએક હિલચાલ પર તેઓ ઝીણી નજર રાખતા.

ઘણીયવાર એ કારણે ધનવંતરાયને પોતાની પત્ની સાથે ઝઘડો થતો.

કૈલાસ કહેતી. 'બિન્દુને કેળવવાનું કામ તમારૂં નથી, એ કામ તો મારૂં છે. મેં તમારે ત્યાં આવીને તમારૂં કશું બગાડ્યું નથી. મારી કેળવણી આપવાની રીતમાં તમને શી ખામી જણાઈ કે તમે

આટલી કાળજી રાખો છો ? પુરુષોએ આવી વાતો તરફ અધિક લક્ષ ન આપવું જોઈએ.'

જવાબમાં ધનવંતરાય કહેતાઃ 'કૈલાસ! આમાં સ્ત્રી-પુરુષના કાર્યની વ્હેંચણીનો કોઈ પ્રશ્ન નથી. માતા પોતાના સંતાનને કેળવે છે એ તો જગતનો મૂળભૂત સિદ્ધાંત છે. માતાની મમતા પિતાના હૈયામાં નથી હોતી એ કદાચ સાચી વાત હશે! છતાં બાળકના ઘડતરની જવાબદારી માતા કરતાં પિતાની ઓછી નથી, અને તેમાંય જ્યારે આપણે બિન્દુને એક આદર્શ મહિલા તરીકે ઘડવા માંગતા હોઈએ તો, આપણે બંન્નેએ તેની કાળજી રાખવી ઘટે.'

કૈલાસને આ જવાબથી સંતોષ થતો નહતો, છતાં પણ એની સામે થવાનું કાંઈ કારણ ન હતુંઃ

બિન્દુને ધનવંતરાય રોજ રોજ નવી વાત કહેતા. બજારમાં કોઈ પાકશાસ્ત્રનું પુસ્તક જોયું કે ધનવંતરાય પોતાની જરૂરિયાત પૂરતા પૈસા ખીસામાં હોવા છતાં પણ પોતાની જરૂરિયાતનો વિચાર કર્યા વિના જ એ ખરીદી લેતા અને બિન્દુના હાથમાં મૂકતા. કોઈ સ્થળે કોઈ ચીજનો તે આસ્વાદ કરતા અને તેને જો એ વસ્તુ ગમી જતી તો બિન્દુને માટે એ લાવતા. અને બિન્દુની પાસે બેસીને નવી નવી વાનીઓ એના હાથે તૈયાર કરાવતા.

બિન્દુ પિતાના આદર્શોને સમજતી હતી. અને એ આદર્શોને પોતાના જીવનદ્વારા મૂર્તિમંત કરવાને મથતી હતી. ઉત્સાહભેર પિતા જે કાંઈ લાવીને તેને આપતા તેનો જવાબ પણ બિન્દુ એવા જ ઉત્સાહથી આપતી હતી.

ધનવંતરાયને ખાત્રી હતી કે બિન્દુ આર્ય મહિલાને યોગ્ય એવા તમામ સદ્‌ગુણો અને સંસ્કારોથી પૂર્ણ થઈ છે.

થોડા વખત પછી ધનવંતરાય સમક્ષ બિન્દુના લગ્નનો પ્રશ્ન ગંભીરપણે આવીને ઊભો રહ્યો, એની નાતમાં સારા એવા ઘણા ઘર

હતા અને એ સારા ઘરમાંથી જો કે બિન્દુને માટે સંપૂર્ણ યોગ્ય એવો છોકરો ન મળે તો પણ સારૂં ઘર મેળવવાનો લહાવો તો તે જરૂર લઈ શકે તેમ હતું. પણ એ લહાવો લેવાનું કાર્ય સાવ સહેલું તો ન હતું! ભાઈ ભાઈ વચ્ચે પણ લક્ષ્મીભેદની એક દિવાલ ઊભી થાય છે—એકજ નાતના માનવીઓ વચ્ચે પણ ઉંચ નીચની દિવાલ ઉભી રહે છે. સાથે બેસીને જમી શકાય પણ એક બીજાની વચ્ચે કન્યા વ્યવહાર તો ન જ થઈ શકે, એવી સાંકડી મનોદશા આપણા સમાજમાં ઠામઠામ નજરે પડે છે.

સમાજ અને જ્ઞાતિઓની વ્યવસ્થા પાછળ નિરાધાર, નિર્બળ અને અશક્ત માનવીઓને જીવતા રાખવાની ભાવના હતીઃ પણ આજે તો એ ભાવના નાશ પામી છે. સમાજમાં લક્ષ્મીના બળે જ પ્રતિષ્ઠા પ્રાપ્ત થઈ શકે છે. સમાજમાં કહેવાતી કુલીનતાના નામે સ્વેચ્છાપૂર્વક જીવન જીવી શકાય છે. એ કુલીનતાના વાડામાં જન્મેલા માનવીના સંસ્કાર, સદ્દગુણ, કે એની લાયકાત વિષે કશું જ જોવાનો કોઈને જરા પણ અધિકાર નથી. એ કુલીનતાના વાડામાં જન્મેલા માનવીના બજાર ભાવ બોલાય છેઃ એને ત્યાં પોતાની પુત્રીને દેવા માટે પુત્રીઓના પિતાઓ ભગીરથ પ્રયાસ કરે છે. નાણા જોઈએ તેટલા આપ્યા પછી પણ પોતાની પુત્રી સુખી જ થશે, એના જીવન-નીર શાંતપણે વહ્યા જ કરશે, એની કોઈ ખાત્રી પણ તેમને હોતી નથી.

છતાં સમાજમાં, કુલીન ઘર મેળવ્યાના સંતોષમાં એ રાચતો રહે છે. લક્ષ્મી નંદનોના વમળાં ભટકયા કરે છે.

કૈલાસ રોજ ધનવંતરાયને બિન્દુના વિવાહની વાત કહેતી હતી. અને ધનવંતરાયને પોતાને પણ બિન્દુને વિષે ચિંતા તો હતી જ.

ધનવંતરાય સામાન્ય શિક્ષક હતા. શહેરની કોઈ શાળામાં તેઓ નોકરી કરતા અને તેમાંથી જે મળતું એનાથી સંતોષ પૂર્વક જીવન વ્યતિત કરતા હતા. એમની પાસે ગાંઠમાં મૂડી જેવી કોઈ ચીજ ન હતી.

કેટલીય વાર તેઓ વિચારતા હતા કે જો આમને આમ આંખ મીંચાઈ જાય તો કૈલાસ અને બિન્દુના શા હાલ થાય ? પરન્તુ ભગવાનને ભરોસે એ ભવિષ્યની વાતો સોંપતો હતો.

આર્થિક સંકડામણ જો એને મૂંઝવતી ન હોત તો કુલીન ઘરનો એકાદ સોનાના સાંકળાવાળો છોકરો ક્યારનો ય એણે બિન્દુ માટે નક્કી કર્યો હોત.

એણે બીજા ઘરો પર નજર ફેરવી પણ સર્વત્ર નિરાશા સિવાય એને કાંઈ સાંપડયું નહિ. એણે સંખ્યાબંધ યુવાનોને પોતાની નજર તળે કાઢી નાંખ્યા પણ બિન્દુની સરખામણીમાં એકે ય છોકરો એની નજરમાં આવતો નહતો. ભણતરને નામે મીંડુ, સંસ્કાર સાથે દુશ્મનાવટ અને જીવનની રહેણીકરણી એવી કંગાલ જણાતી કે બિન્દુના ઘડતર પાછળ ધનવંતરાયે જે આદર્શો કલ્પ્યા હતા એ આદર્શોનો એ જીવનમાં ક્યાંય મેળ ન બાઝે એમ એને લાગતું હતું.

'કોઈ પસંદ નથી તો, માસ્તર જાવ પેલી ડોશીનો છોકરો છે, આખો દિવસ લોકોની મજૂરી કરે છે, તમારે માટે તો એજ યોગ્ય થઈ પડશે.' બિન્દુ માટે વર શોધવા નીકળેલા ધનવંતરાયે જ્યારે ગામના બધા છોકરાને જોયા અને એમાંથી જ્યારે કોઈપણ છોકરો ધનવંતરાયની નજરમાં ન આવ્યો ત્યારે ગુસ્સે થયેલા એક જણે ગામને છેવાડે રહેતા એક નિર્ધન બાળક તરફ આંગળી ચીંધી.

ધનવંતરાયને આ શબ્દો કહીને અપમાનિત કરવાનો કહેનારનો ઈરાદો હતો, પણ ધનવંતરાયને તો, પૈસા કરતાં સંસ્કાર જોઈતા હતા. મહેલાતો કરતાં ઝૂંપડીમાંથી પણ જો સંસ્કાર મળે તો, એ સંસ્કાર જોવાને તે આતુર હતો.

એને બિન્દુ માટે કોઈ મહેલાત જોઈતી ન હતી. એને બિન્દુ માટે ધનવાન મુરતીઓ જોઈતો નહતો. એને જોઈતું હતું બિન્દુનું

સુખ. અને એ સુખ ગમે ત્યાંથી ઝૂંપડામાંથી મળી આવે તો એને મેળવવાને એ તૈયાર હતો.

બીજે દિવસે એણે ઝૂંપડામાં પગ દીધો. શંકરની વૃદ્ધ માતાએ સ્નેહપૂર્વક આવકાર આપ્યો. પોતાનાથી બને તેટલું આતિથ્ય કર્યું.

શંકર એની સામે જ ઊભો હતો. આખો દિવસ એ મહેનત કરતો. એનો દેહ ખડતલ હતો. એનું અંગ સ્નાયુબદ્ધ હતું. વૃદ્ધ માતા અને પુત્ર બંને આ ઝૂંપડામાં સ્વર્ગીય આનંદ ભોગવતા હતા.

ધનવંતરાયની દૃષ્ટિમાં શંકર વસી ગયો. શંકર ગરીબ હતો, પણ એનામાં સંસ્કારનું તેજ બળ હતું. એણે નિશ્ચય કર્યો શંકર અને બિન્દુની જોડ સુખી થશે.

લોકો કહેતા હતા: એવા અનાથને તે કોણ પોતાની કન્યા આપવા નવરૂં હતું ? જાણી જોઈને પોતાની પુત્રીને કુવામાં કોણ નાંખે ?

પરન્તુ જ્યારે લોકોએ જોયું કે ધનવંતરાય શંકર સાથે પોતાની પુત્રીનું સગપણ કરવાને તૈયાર થયો છે, ત્યારે તેઓને ધરતીકંપના આંચકાનો અનુભવ થયો.

આખરે બિન્દુ જ્યારે શંકરની પત્ની બનીને એના ઝૂંપડામાં આવી વસી, ત્યારે કેટલાયની આંખમાં ઈર્ષા ઉત્પન્ન થઈ. કેટલાય મન કલ્પીત ગોળાઓ વહેતા કરીને આનંદ માનતા હતા:

'અરે, શંકરની વહુ તો ઘરમાં ચાર દિવસ પણ નહિ જીવી શકે. પાંચમે દિવસે જ એને કૂવો પૂરવો પડશે !

'ખાવા ક્યાં છે ખાવા ! એ જણાને તો પેટ ભરીને રોટલા મળતા નથી, ત્યાં વહુને ક્યાંથી ખવડાવશે ?

'ને વહુ તો શહેરમાંથી આવી છે. એને તો કશા ય વિના નહિ ચાલે. આ ઝૂંપડામાં એ બધું ક્યાંથી મળવાનું છે ?'

શંકરની ગરિબાઈ એ સમાજને માટે એક મહાન ગુના સમી

બની ગઈ હતી. ધનવાન સિવાય આ જગત પર બીજા કંગાલોને, અનાથોને, ધનહિનોને જીવવાનો કોઈ અધિકાર જ નથી એમ માનનારાઓ શંકરને પણ હેરાન કરવાનું ચૂકતા નહિ.

પરાયા ખેતરોમાં જાત મહેનત કરીને સુખેથી રહેતા શંકર પર એક બીજી આફ્ત આવી પડી. એને ગામના કોઈપણ ખેતરમાં કામ ન મળે એવી વેતરણ વિઘ્નસંતોષીઓએ કરી: ભૂખમરાથી કંટાળીને બિન્દુ ઘર છોડી નાસી જાય અને શંકરની ફજેતી થાય એ જોવાને ગામ લોક આતુર હતું.

શંકરની આ હાલતથી એની વૃદ્ધ માતાને અપાર ખેદ થયો. બિન્દુ તો આ સ્થિતિ સમજતી જ ન હતી. પતિ અને પત્ની તરીકેની જવાબદારીઓના ખ્યાલ એને હજી પૂરા સમજાયા ન હતા, પણ એટલું તો એ સમજતી હતી કે મારૂં જીવન આ ઘરમાં જ પસાર થવાનું છે.

પરણીને આવ્યા પછી તરત જ બિન્દુએ આ સ્થિતિ સમજવાનો પ્રયત્ન કર્યો હતો, પણ પોતાના ઘરની આબરૂ બિન્દુ આગળ ખૂલ્લી પડી જવાને ભ્રમે શંકરની મા બધું છૂપાવતી હતી. બિન્દુ પ્રત્યે સંપૂર્ણ મમત્વ બતાવતી હોવા છતાં વૃદ્ધા હૈયાનો તાગ પામવા દેતી ન હતી.

શંકર તો બિન્દુની સાથે બહુ જ ઓછું બોલતો હતો. એનાથી ડરતો હતો, કે એના પ્રત્યે તેને અભાવ હતો એમ ન હતું, પણ બિન્દુ આગળ પોતે ઝાંખો લાગે છે એવો આભાસ એને થતો હતો. છાના છાના કોઈકિ વખત બિન્દુને એ જોઈ લેવાનું સાહસ કરતો, પણ તરત જ એના દિલને એ માટે ઠપકો આપતો.

બિન્દુને પણ પતિ પ્રેમની ઊણપ લાગતી હતી. પતિ પ્રેમ મેળવવાની એની ઇચ્છા હતી પણ એ ઇચ્છા પૂર્ણ કરવા કયો માર્ગ લેવો એની એને સમજ પડતી ન હતી.

આખરે વૃદ્ધાએ જ અંતરના દ્વાર ઉઘાડીને બિન્દુને સત્યદર્શન કરાવવાનો નિશ્ચય કર્યો.

'બિન્દુ બેટા !!' બિન્દુને પોતાની પાસે બેસાડી, એના મસ્તકે સ્નેહભર્યો હસ્ત મૂકતા વૃદ્ધાએ કહ્યું: 'તને આજે હું એક વાત કહેવા માંગુ છું. આ ઝૂંપડામાં આપણી જે બેહાલ સ્થિતિ છે એનો તો તને ખ્યાલ આવી જ ગયો હશે, પણ આપણી પર આખા ગામનો જે રોષ ઠલવાયો છે એનો તને ખ્યાલ ક્યાંથી હોય બેટા?'

'મા!' વૃદ્ધા જ્યારે પોતાના અંતરની વાત કહેવા તૈયાર થઈ ત્યારે, બિન્દુએ પણ પોતાના અંતરમાં જાગેલી, અને પાડોશીએ જગાડેલી શંકાઓનું સમાધાન મેળવવાનો નિશ્ચય કરીને પ્રશ્ન કર્યો: 'આપણા જેવા ગરીબ માનવીને દારૂના શોખ પોષાય ખરાં? તમે એ સામે કેમ કાંઈ કહેતા નથી?' બોલતાં બોલતાં બિન્દુની આંખમાં આંસુ આવ્યા.

બિન્દુને ખાત્રી થઈ હતી કે શંકર દારૂના વ્યસનથી શરમાય છે અને એથી તે હંમેશા પોતાનાથી અળગો ને અળગો જ રહે છે. એક વખત એક પનઘટ પર સાહેલીએ કહ્યું, બીજીવાર પાડોશની વૃદ્ધાએ કહ્યું અને શંકરની એકલતાથી એને પણ ખાત્રી થઈ.

'કોણે કહ્યું બેટા?' વૃદ્ધાએ પ્રશ્ન કર્યો. અને જવાબ દીધો: 'મારો શંકર દારૂ ક્યાંથી પીએ? પેટ ભરવાને કાળી મહેનત મજૂરી કરવા છતાં પૂરતું અનાજ મળતું નથી, તે દારૂના પૈસા ક્યાંથી લાવે?'

'એ હું શું જાણું?'

'તું ન જાણે એ સાચું, પણ તું જ આ ઘરની ગૃહલક્ષ્મી થઈને જો. એનો અવિશ્વાસ કરીશ તો, સમાજમાં એને માટે ઉભવાનું સ્થાન ક્યાં રહશે? ગરીબાઈના કારણે તો આ સમાજ અમને જીવતા જલાવી દેવા તૈયાર થયો છે, ત્યાં તારી શિતળ છાંયડી એ મારા પુત્રને માટે એક આશરો છે. એમાં પણ અવિશ્વાસ આવ્યો?'

બંન્ને શાન્ત બન્યા. બિન્દુને પોતાની ભૂલ સમજાઈ. અને વૃદ્ધાને આવી કડવી વાત કહીને દુભવ્યા એ માટે પસ્તાવો થયો. એને

થયું કે મારે જો ખુલાસો જોઈતો હતો તો શંકરને ઊભો રાખીને પૂછી લેવું જોઈતું હતું. મારાથી એ કયાં સુધી છુપાવત? પણ વૃદ્ધાને આ આઘાત થવા નહતો દેવો જોઈતો!

વૃદ્ધા વિચારતી હતી: 'બિન્દુના દિલમાં શું શું ભર્યું હશે? લોકોએ કેવી કપોલ કલ્પીત વાતોના ઝેરથી એને ભરમાવી હશે?'

બિન્દુ ચૂપ હતી. વૃદ્ધા બિન્દુને સમજવા મથતી હતી. બંનેમાંથી કોઈ બોલતું નહતું. એવી ગંભીર શાંતિ વચ્ચે રાત્રીના અંધારા રમતા થયા અને સહુ પોતપોતાની શૈય્યામાં આરામ કરવા ગયા.

કિન્તુ વૃદ્ધાની નિંદ્રા આજ તો ઊડી ગઈ હતી અને બીજી બાજુ બિન્દુ પણ પસ્તાવાના અગ્નિમાં સીઝાતી હતી.

મોડી રાત્રે વૃદ્ધાએ જોયું કે બિન્દુ ડૂસકાં ખાઈ રહી છે. એણે ધીમેથી ઊઠીને બિન્દુનું મસ્તક પોતાના ખોળામાં લેતાં કહ્યું: 'બેટા! તું શું વિચારે છે? આ ઝૂંપડીમાં આવીને તેં સુખ ભોગવ્યું નથી, પણ એટલી ખાત્રી તો હું આપું કે મારો શંકર દારૂ તો શું પણ બીડી જેવા વ્યસનથી દૂર છે. તું એને હજી ન ઓળખે પણ હું તો એની જનેતા છું ને! શંકરને તારે આશરે સોંપીને હું તો હવે આ જગતમાંથી વિદાય થવા માગું છું.'

બિન્દુને એ ખોળામાં એની માતાનો સ્નેહ મળ્યો. એની માતાના ખોળાની હૂંફ મળી. અને તેણે આંસુનો સાગર વહાવી હૈયા પરનો બોજ હળવો કર્યો. થોડીક પળો પછી એને નિંદ્રા આવી ગઈ. વૃદ્ધાએ એના કેશકલાપ સાથે અંગુલિઓ રમાડી.

## [ ૨ ]

'વહુ બેટા!' દિવસોની માંદગીથી જેના હાડચામ એક થઈ ગયા છે, એવી શંકરની માતાએ અતિ પરિશ્રમે એટલા શબ્દો ઉચ્ચાર્યા. અને બિન્દુ એની સમક્ષ ઊભી રહી.

'મા!' પોતાના આગમનની જાણ કરવાના હેતુથી બિન્દુએ ધીરા સ્વરે કહ્યું:

'બેટા!' વૃદ્ધાએ બિન્દુના હાથને પોતાના હાથમાં લઈ, પોતાની તરફ ખેંચીને ખાટલા પર બેસાડવાનો પ્રયત્ન કર્યો: 'મારી હવે એક જ આશા રહી છે. હવે તો હું થોડા દિવસની મહેમાન છું. પણ મને શંકરની ચિંતા છે. એ ચિંતા હું તને ભળાવીને જવા માગું છું. એને તું સાચવજે. એનું તું જતન કરજે. તારો એ પતિ છે, પણ મારો એ પુત્ર છે. મારી એટલી જ માંગણી છે.'

'મા!' બોલતાં બોલતાં બિન્દુના પોપચાં ભિંજાણા: 'તમે મને કોની સોંપણી કરો છો? મારી સોંપણી તમે જેને કરી શકો છો, તેની સોંપણી તમે મને કરો છો?'

'દિકરા! એવું નથી. શંકરને આ સમાજ જીવવા દેશે નહિ એવો મને ડર રહે છે. લક્ષ્મીહીન માનવીઓને જીવવાનો અધિકાર નથી, એમ માનનારા સમાજમાં શંકરને ક્યાંય ઉભવા આશરો નથી એ હું જાણું છું. માત્ર તારી છાંય જ એને જગતના તાપની વચ્ચે થોડીક શાંતિ આપી શકે તેમ છે!' જીંદગીભર અંતરમાં છૂપાવી રાખેલી વેદના વૃદ્ધા જીવનની અંતિમ પળે વ્યક્ત કરતી હતી.

'પરન્તુ હું એને પાત્ર ક્યાં છું? મારૂં શું ગજું? સ્ત્રીનું બળ તો પુરુષ જ છે ને?'

'સાચું! સ્ત્રીનું બળ પુરુષ છે, પણ પુરુષનું પ્રેરણા સ્થાન તો સ્ત્રી જ છે ને! તારી પ્રેરણા શંકરને સમાજ સામે ઝુઝવાની તાકાત આપશે!'

'આપના આશીર્વાદ!' આખરે બિન્દુએ કહ્યું. વૃદ્ધાએ લાંબો શ્વાસ ખેંચ્યો. બિન્દુની પ્રેરણાથી શંકર પોતાનું ભાગ્ય બરાબર ઘડી શકશે, એવી શ્રદ્ધા સાથે આત્મ સંતોષ પામતાં વૃદ્ધાએ પોતાનો પોતાનો દેહ છોડયો.

હવે એ ઝૂંપડીમાં માત્ર બે જ જણા રહ્યા. બિન્દુ અને શંકર. આજ સુધી બંન્ને જણા પતિપત્ની હોવા છતાં ભિન્ન ભિન્ન વ્યક્તિઓ તરીકે જ ઘરમાં જીવન ગાળતા હતા. વર્ષોના વસવાટ છતાં બંને એક બીજાના જીવનથી સાવ અપરિચિત હોય એમ લાગતું હતું.

'બિન્દુ!' પહેલી જ વાર શંકરે અવાજ કર્યો.

'કેમ?' બિન્દુએ જવાબ આપ્યો. પતિ સન્મુખ આજ પહેલાં એ કેટલીય વાર ઉભી હતી, પણ આજે તો એના અંતરમાં ધબકારા સંભળાતા હતા. એના વદન પર શરમના શેરડા પડ્યા હતા. એની આંખોમાં લજ્જા ભરી હતી. નીચા નેત્રે એ ઊભી હતી.

શંકર એના રૂપનું પાન કરતો હતો. આજે પહેલી જ વાર એને બિન્દુના સૌન્દર્યને સંતોષથી નિહાળવાનો પ્રસંગ મળ્યો હતો.

એણે જોયું. બિન્દુ સ્વર્ગમાંથી ઉતરેલી કોઈક દેવકન્યા શી મનોહર હતી. એનામાં સૌન્દર્યની સુવાસ હતી અને સ્નેહની મીઠાશ પણ હતી.

'માતાજીએ અંત ઘડીએ મારી સંભાળ રાખવાનું કાર્ય તો તને સુપ્રત કર્યું છે ને?' કાંઈક કહેવું હતું. ગમે તે રીતે બિન્દુને બોલાવવી હતી. એટલે જે કાંઈ યાદ આવ્યું તે કહી દીધું.

'કોની દેખભાલ આપની?' બિન્દુ હસી પડીઃ પતિની સન્મુખ આમ હાસ્ય કરતાં જરાક અચકાઈ તો ખરી, પણ એના અંતરના ઉંડાણમાંથી સ્ફુરતા હાસ્ય ઝરણા, શરમના એ બંધ તોડીને આગળ વધવા લાગ્યા.

'કેમ હસે છે?' મલકતાં મુખે શંકરે જવાબ દીધો.

'પુરુષની સંભાળ લેવાનું કામ સ્ત્રીને સુપ્રત થાય એ નવાઈની વાત નથી?' હાસ્યના પ્રવાહમાં તણાતા તણાતા બિન્દુએ પ્રશ્ન કર્યો.

'એમાં નવાઈની શી વાત છે? પુરુષ સ્ત્રીની સંભાળ વિના જીવી જ શકે નહિ? બાલ્યાવસ્થામાં માતાનું મમત્વ જો એને ન

સાંપડે તો એ જીવી શી રીતે શકે ? યુવાવસ્થામાં પત્નીનો સ્નેહ જો ન મળે તો જીવન સતાપ સામે એ ઊભો શી રીતે રહે ! પુરુષ સ્ત્રીના સ્નેહથી સંતોષાય છે.'

'ઓહો ! ભારે તત્વજ્ઞાની છો, આપ તો !' બિન્દુએ શંકરનો હાથ પકડતાં કહ્યું.

'તત્વજ્ઞાનની વાત નથી. સાધારણ વાત છે. આજ સુધી માતાએ મારી સંભાળ લીધી છે. હવે તારે મારી સંભાળ લેવાની છે.'

'હવે આવી વાત કરીને તમે શું કહેવા માંગો છો ? મને મારી અપંગ દશાનું ભાન કરાવો છો ?'

'અપંગ તો આપણે બંને છીએ, પણ આપણે બંને એક બીજાના ટેકાથી સંસાર સાગર સફળ રીતે તરી શકીએ તેમ છીએ.' બિન્દુના પ્રશ્નનો શંકરે જવાબ આપ્યો.

'તમે પુરુષ થઈને આવી વાત કરો છો ત્યારે મને દુઃખ થાય છે. પુરુષ પ્રયત્નથી પોતાનું ભાગ્ય ઘડી શકે છે. માનવી કંગાલ જન્મે છે, પણ પ્રયત્ન કરતાં કંગાલ તરીકે મરતો નથી.'

'પુરુષાર્થ હું નથી કરતો શું, બિન્દુ ?'

'તમે પરિશ્રમ કરો છો, પણ પુરુષાર્થ કરતા નથી'

'એટલે ?'

'પારકાના ખેતરોમાં મજૂરી કરવી એ પુરુષાર્થ નથી–એ ગુલામી છે. પણ પોતાના ખેતરમાં મજૂરી કરવી એ પુરુષાર્થ છે !' બિન્દુએ પુરુષાર્થ અને પરિશ્રમ વચ્ચેનો તફાવત સમજાવ્યો.

'તમારી જમીનમાં તમે મહેનત કરો. ઈશ્વર કૃપા હશે તો એ મહેનત સફળ થશે અને પારકી દયા પર જીવવું નહિ પડે.' બિન્દુએ શંકરને માર્ગ બતાવ્યો.

વીસ વર્ષોમાં શંકરને જે કેડીનો ખ્યાલ નહોતો એ કેડી બિન્દુએ

ચીંધી. શંકર એના પર વિચારતો હતો, પણ પોતાનું ખેતર તો કરજના બદલામાં શાહુકારને ત્યાં ગીરો પડ્યું છે એનું શું?

'મૂંઝાવ છો શું કામ? ક્યાં ગૂંચ છે એ તો કહો? મને નહિ કહો તો કોને કહેશો?'

'ખેતર છે તો ખરું, પણ ગીરો પડ્યું છે!' ડરતાં ડરતાં શંકરે જવાબ દીધો.

બીજી સવારે બિન્દુએ શંકરના ચરણોમાં પોતાની પાસે જે કાંઈ સોના રૂપાની ચીજો હતી પોતાના જે અલંકારો હતા તે ધરી દીધા, અને કહ્યું: "આ વેચી નાંખો અને વાણિયાનું કરજ ચૂકવી દો. આપણી જમીન આઝાદ કરો. એમાં આપણે મહેનત કરશું."

શંકર એ અલંકારો સામે જોઈ રહ્યો. વર્ષો પહેલાંની એક તસ્વીર એની નજર સમક્ષ રમવા લાગી: લગ્ન પછી આ ઝૂંપડામાં એક બાળા પ્રવેશ કરતી હતી, એના અંગપર કિંમતી અલંકારો હતા. એ અલંકારોના પ્રકાશથી ઝૂંપડીમાં પ્રકાશ પથરાયો હતો.

'વિચારો છો શું?' બિન્દુએ વિચારમૂઢ બની ગયેલા પતિને પ્રશ્ન કર્યો.

'પણ તારા અલંકારો?'

'મારા અલંકારો? હજી પણ તમે મારા અને તમારામાં ભેદ ગણો છો? આ દેહ તો આપનો છે. મારી મરજીથી મારી ફરજનું ભાન સમજીને આ દાગીના તમને આપું છું-આ બધું મારી સમજણથી કરું છું. તમે કંઈ બળપૂર્વક લઈ લેતા નથી—તમારા સુખમાં મારું સુખ નથી?' બિન્દુ શાંતિપૂર્વક બોલી.

'છતાં પણ—'

'એવી વાત જવા દો! તમારે આ દાગીના લેવા જ પડશે. દાગીના તો આવતી કાલે પણ વસાવી શકાશે, એની ચિંતા શી?'

બિન્દુના શબ્દોએ શંકરને આશ્વાસન મળ્યું. તેણે રૂમાલમાં દાગીના બાંધી લીધા અને સીધો બજારમાં જઈને ઘડીકમાં એના રોકડ નાણા કરાવી પાછો ફર્યો.

શંકર જાતે શાહુકારનો હિસાબ ચૂકતે કરવા જવા તૈયાર થયો. એને રોકીને બિન્દુએ કહ્યું: 'તમે એને અહીં બોલાવી લાવો. મારે થોડુંક એને કહેવું છે. તેનો હિસાબ હું પણ સમજી લઉં!'

'તું હિસાબમાં શું સમજે?'

'એતો તમે જોજોને! માત્ર તમે એને અહીં બોલાવો.' શંકર બિન્દુની ઇચ્છા વિરુદ્ધ જઈ શક્યો નહિ.

હિસાબની પતાવટ કરવાને જ્યારે બિન્દુ શાહુકારની સામે આવીને ઉભી રહી, ત્યારે એને નવાઈ લાગી.

'આ કોણ? શંકર તારી પત્ની મારો હિસાબ ચૂકવવા માંગે છે? કેમ તારાથી મારો હિસાબ ચૂકવાય તેમ નથી?' શાહુકારે બિન્દુ સામે દૃષ્ટિપાત કર્યા પછી, શંકરની ટીકા કરી.

'એમાં શું? કેમ તમારો હિસાબ ખાતેદારની પત્ની સમજી લેતો તેમાં તમને શો વાંધો છે? તમારે તો વ્યવહારે થાય તે પૈસા જ જોઈએ છીએ કે બીજું કાંઈ? પછી ભલેને ગમે તે કોઈ પૈસા આપે?' બિન્દુએ શાહુકારને જવાબ આપ્યો.

જે જવાબની અપેક્ષા નહોતી રાખી એ જવાબ એને મળ્યો. ગામડાઓમાં સર્વત્ર પોતાના વર્ચસ્વને જમાવનાર શાહુકાર ક્યારેક લાગ મળે ત્યારે કોઈ કરજદારની વહુ બેટીની છેડતી પણ કરી લેતો. અને કરજના બોજથી દબાયેલો ખેડૂત મૂંગા મૂંગા એ બરદાસ કરી લેતો.

પ્રથમ દૃષ્ટિએ બિન્દુ વિષે પણ શાહુકારની એવી જ કલ્પના હતી, પણ એ કલ્પનાને બિન્દુએ જૂઠી પાડી દીધી.

'નહિ! નહિ! હું એમ કહેવા માંગતો નથી, પણ આ બધું જૂની આંખે નવા તમાસા જેવું તો છે જ!' શાહુકારે ધીમા પડતાં જવાબ દીધો.

'નવું શું છે? મારા ઘરનો વહિવટ હું કરું કે મારા પતિ કરે એ બધું સરખું જ છે ને!'

'સરખું શાનું? સ્ત્રીઓ હિસાબ કિતાબમાં શું સમજે! રસોડા સિવાય એને બહારની દુનિયાનું શું જ્ઞાન?' શાહુકારે ચોપડાના પાના ઉકલતાં કટાક્ષ કર્યો.

આ કટાક્ષ બિન્દુ ગળી ગઈ. શાહુકાર સાથે શબ્દ યુદ્ધ કરવાની આ પળ યોગ્ય નથી, એમ સમજીને એ મૌન ઊભી રહી.

હિસાબ તપાસવા માંડ્યો. શાહુકારે નક્કી આંકડો મૂકી દીધો. અને કહી દીધું, આ રકમ અત્યારે પતવી દો; જોઈએ તો કાલ નવેસરથી લઈ જજો.

બિન્દુએ ચોપડો તપાસ્યો. હિસાબ મેળવી જોયો અને તરત જ ભૂલ પકડી પાડી. શાહુકારને એ ભૂલનો સ્વીકાર કરવો પડ્યો અને થોડી વારમાં તો એની સમક્ષ રૂપિયાની થોકડીઓ મૂકાઈ ગઈ.

હિસાબ ચૂકતે કરીને શાહુકાર ઉભો થયો, ત્યારે બિન્દુએ પોતાની સામે થોડીક પળ પહેલાં કરેલા કટાક્ષનો જવાબ પરખાવી દીધો.

'જોયુંને? સ્ત્રીઓ રસોડા સિવાય બહારની દુનિયાને પણ સમજી શકે છે? અજ્ઞાન લોકોને ભોળવી ખાવાના તમારા હિસાબો કેવા પોકળ હોય છે એ તો હવે સમજાયું ને?'

'વહુ!' શાહુકાર હંમેશા પોતાની જાતને ગામના કોઈ વડીલ અથવા તો મુરબ્બી તરીકે જ માની બેઠો હોય છે. અને એ મુરબ્બી વટથી તેણે બિન્દુ ને વહુનું સંબોધન કર્યું: 'ખરેખર તમે શંકરને ત્યાં

લક્ષ્મી થઈને આવ્યા છો. શંકરનો ઉદય નજીક છે. આજ સુધી મેં તમારા જેવી સ્ત્રી ક્યાંય જોઈ નથી!' શાહુકારની આ પ્રસંશાથી શંકરને મગરૂબી થઈ.

બીજા દિવસે આખા ગામમાં વાત ફેલાઈ ગઈ. બિન્દુની કોઈ પ્રસંશા કરતું, કોઈ નિન્દા કરતું: પણ એક વાત તો કેટલાકને સમજાઈ ગઈ કે શંકરનો સિતારો હવે ચમકતો છે.

સ્ત્રી પુરુષની ભાગ્યવિધાતા છે, એવી લોકમાન્યતાને બિન્દુએ તો સાચી જ પાડી.

શંકર હવે પોતાની જમીનનો માલીક હતો. મજૂરી માટે એને બીજાની જમીન હવે શોધવાની ન હતી. પોતાની જમીનમાં એ પરિશ્રમ કરતો. બિન્દુ પણ હવે તો ગ્રામ્ય જીવન અને ખેતીવાડીના કામથી પરિચિત થઈ ગઈ હતી. શાળામાં પ્રાપ્ત કરેલું જ્ઞાન એને ઉપયોગી થઈ પડ્યું હતું.

બિન્દુની સલાહ સિવાય એક ડગલું પણ શંકર આગળ ભરતો નહિ.

કંગાળ ઝૂંપડામાં તેજ કિરણો પ્રગટવા લાગ્યા અને થોડા વખતમાં તો દરિદ્રતાનો અંત આવ્યો શંકર ક્યારેક ઉપકારવશ બનીને બિન્દુને કહેતો: 'બિન્દુ તારી શીતળ છાંય જો મને પ્રાપ્ત ન થઈ હોત તો મારું શું થાત?'

જવાબમાં બિન્દુ માત્ર હસતી. કોઈક વખત જવાબ દેતી: 'પુરુષાર્થનું નામજ પુરુષ. પ્રેરણાનું નામજ સ્ત્રી. પુરુષાર્થ અને પ્રેરણા જ્યારે એકાકાર બને છે ત્યારે સિદ્ધિ એની સમક્ષ ઝૂકી પડે છે.'

શંકર અને બિન્દુનું જીવન નાવ સુખરુપ ચાલતું હતું. બન્નેના સુખી સંસારની પ્રતિતિ કરાવતો નીરુ બિન્દુની ગોદમાં રમતો હતો.

અને ત્યારથી શંકર બિન્દુને નીરૂની મા કહીને બોલાવતો હતો.

હવે નીરૂની માને થાક લાગતો હતો. જીવનભર એણે જે પરિશ્રમ ઉઠાવ્યો હતો એનો ભાર હવે એને કડતો હતો.

ક્યારેક હવે તો એ શંકર સામે છેડાઈ પણ જતી. છતાં શંકર ક્યારેય એની સામે ઉંચા સાદે બોલતો નહિ. શંકર નીરૂની માનું જતન કરતો હતો. એને ખોટું ન લાગે તેની એ ખૂબ સાવચેતી રાખતો હતો.

[ 3 ]

ઘડી બે ઘડીના છાંયડા જેવી સુખની વેળા આવી અને આથમી ગઈ. જીવનના સ્વપ્ના અધૂરા મૂકીને શંકર અમર પથનો યાત્રાળુ થયો.

બિન્દુના જીવનમાં ફરીને વેદના ઉભરાણી. બિન્દુ જન્મી અને મોટી થઈ દુઃખમાં. જીવનના ઉંબરે પગ દીધો અને મુશ્કેલીએ તેનો સત્કાર કર્યો અને જીવનના અસ્તકાળે પણ મુશ્કેલી એના સાથીદાર સમી પડખે જ ઊભી રહી.

શંકર અને બિન્દુનું જીવન હજી શાન્તિનો શ્વાસ લેતું હતું. જીવન ભર પરિશ્રમ કર્યા પછી વિશ્રાન્તિના દિવસો તો હજી હવે આવતા હતા, ત્યાં તો બિન્દુને મૂકીને શંકર ચાલતો થયો.

હૈયાને ચૂર્ણ વિચૂર્ણ કરે તેવો એ ઘા હતો, અને જેણે જીવન ભર એવા ઘા ઝીલ્યા જ કર્યા હતા છતાં પણ ઘા ઝીલતાં ઝીલતાં જેના નયનોમાંથી નીર ખૂટી પડ્યા હતા, એ બિન્દુને પોતાના પતિના અવસાન પાછળ બે આંસુ સારવા પૂરતા બે બિન્દુ પણ ન હતાં.

નીરૂ હવે એને એક માત્ર આશા દીપ હતો. પિતાના ધૈર્ય અને માતાના સંસ્કારને એ ઉજ્જવલ કરે એ જોવાની એક માત્ર એને આશા હતી.

દિવસો વિતતા ગયા અને બિન્દુના અંતરમાં બીજા વધુને વધુ જખમો થતા જ રહ્યા. પિતાની દેખરેખ દૂર થઈ અને માતાની મમતા કોમળ જણાતા નીરૂ કુસંગે ચડી ગયો.

રોજ નીરૂની ફરિઆદો બિન્દુ પાસે આવતી. સવારમાં તળાવની પાળે એણે કોઈ ધીંગાણું મચવ્યું હોય અને તેનો પોકાર બિન્દુ પાસે આવતોઃ સાંજ પડે ને ખેતરમાં કોઈ સાથે એણે રમખાણુ મચાવ્યું જ હોય. એનો અવાજ બિન્દુ ને સંભાળતો.

બિન્દુ સાંભળતી અને ખિન્ન થતી. એના વદન પર વાર્ધક્યની રેખાઓ હવે સ્પષ્ટ જણાતી હતી. પતિના અવસાન સુધી જેના વદન પર ગુલાબી પથરાયેલી હતી એના વદન પર થોડાક વખતમાં જ વેદનાની રેખાઓ પ્રગટવા લાગી.

'નીરૂની મા !' સંધ્યાના પૂજન કરીને પ્રભુ ભજનમાં મગ્ન થવાને મથતી બિન્દુના બારણે કોઈનો અવાજ આવ્યો.

'કોણ એ ?' હાથમાં માળા લેતાં બિન્દુએ પ્રશ્ન કર્યો.

'જોયું ! તમારા દિકરાના પરાક્રમ !' મકાન પ્રવેશ કરતાં જ રાધાની માએ પ્રસ્તાવના કરીઃ 'સાંજે રાધા ખેતરમાંથી પાછી ફરતી હતી ત્યારે નીરૂએ એની છેડતી કરી અને એના હાથની બંગડી ઝૂંટવી લીધીઃ આ ઠીક ન કહેવાય. રાધા હજી તો અપરણિયત છે. એની જીંદગી બગડી જાય ને !'

રાધાની મા બોલતી હતી. અને નીરૂની માના અંતરમાં જાણે તીર લાગતાં હોય એવી વેદના થતી હતી.

'બેન ! તમારી રાધા એ મારી પુત્રી છે. તમારી પુત્રીની છેડતી થાય એ મારી પુત્રીની છેડતી થઈ ગણાય. નીરૂને હું જરુર શિક્ષા કરીશ !' બિન્દુની આંખમાં આંસુ હતા. અનેક આફતો વચ્ચે અખૂટ ધૈર્યથી જીવન વ્યતિત કરનાર બિન્દુ પોતાના પુત્રથી હતાશ થઈ ગઈ હતી.

રાધાની મા ગઈ; અને બળાત્કારે અટકાવી રાખેલો અશ્રુપ્રવાહ બિન્દુના નયનમાંથી વહી રહ્યો. પ્રભુના સિંહાસન સમક્ષ જઈ ને એણે કહ્યું: 'પ્રભુ મારે માથે તેં શીંગ દીધા હોત તો એ હું વહન કરત, પણ આ કુલાંગાર પુત્રનો બોજ કેમ મૂક્યો !'

પતિની તસ્વીર સમક્ષ ઉભી રહીને બિન્દુ પ્રશ્ન કરતી હતી: 'કહો કયા પાપે આપને ત્યાં આવો કુલાંગાર પુત્ર પાક્યો ? જીવન ભર મેં ઘણું દુઃખ જોયું. પણ જીવનના પાછલા દિવસોમાં આ બોજ તમે મારી કાંધ પર કેમ નાંખ્યો ? તમે ચાલ્યા ગયા ? મારી જરા પણ દયા તમને ન આવી ? હવે મારા અંતિમ દિવસોમાં મને આંસુ સારવાની તક કેમ મળી છે ?'

પણ શંકરની તસ્વીર તો હસતી જ હતી. આંસુઓ ખૂબ વહાવ્યા પછી જ્યારે મન પરનો બોજ હળવો થયો ત્યારે એણે તસ્વીર સામે ફરીથી જોયું. જાણે શંકર હસીને એને જવાબ દેતો હતો. 'પિતાના હેત અને માતાની મમતા વચ્ચે જે અંતર છે એના પરિણામે જ નીરૂ તને બોજ રૂપ થઈ પડ્યો છે. પિતા દુષ્ટ પુત્રનો સહેલાઈથી ત્યાગ કરે છે, અને વેદના અંતરમાં દબાવી રાખે છે. માતાની મમતા દુષ્ટ પુત્ર પ્રત્યે પણ અખંડિત રહે છે, માટે જ તને દુઃખ થાય છે!'

આ જવાબમાં શું સત્ય હતું એની સમજ બિન્દુને પડતી ન હતી, પણ એને એટલું તો સમજાતું હતું કે આ કુલાંગાર પુત્રને જો એનો પિતા જીવતો હોત તો જરૂર સુધારી શકત, અથવા તો મીટાવી શકત. પિતા સખત થઈ શકે છે, પણ મારૂં હૃદય, માતાનું છે. માતાના હૃદયમાં સદાકાળ સ્નેહની જ્યોત જલે છે. પુત્ર પ્રત્યે કઠણ થઈ શકતી નથી.

ત્યારે નીરૂ જે માર્ગે જઈ રહ્યો છે, જે માર્ગ સહુને માટે

દુઃખ કર છે, એ માર્ગે જતાં પોતે કેમ એને અટકાવી શકતી નથી? એના અંતરમાંથી એક પ્રશ્ન ઉઠ્યોઃ

એ પ્રશ્નનો જવાબ એ વિચારતી હતી.

'નીરૂની મા!' એની ઉંડી વિચારણામાં ખલેલ પાડતો અવાજ એના કાને અથડાયો.

આંસુ ભીના નયનો સાફ કરીને બિન્દુ બહાર આવી. આંગણામાં રેવા ઉભી હતી.

'કેમ રેવા બ્હેન?' શંકાભર્યા હૃદયે બિન્દુએ પ્રશ્ન કર્યો.

'નીરૂ ઘરમાં છે?' રેવાએ આંગણામાંથી ઘરમાં પગ દેતાં પ્રશ્ન કર્યો.

'ના બ્હેન, હજી આવ્યો નથી. ક્યારે આવશે એ કહી શકતી નથી. છોકરો હાથમાંથી ગયો છે, વૃધ્ધ વયે મારે નસીબે તો ઉપાધી ને ઉપાધી જ રહી!' રેવાની સામે બેસતાં બિન્દુએ પહેલી જ વાર હૃદયની વેદના વ્યક્ત કરી.

રેવાએ બિન્દુનું આખું જીવન જોયું હતું. કોઈ દિવસ બિન્દુએ ઊનો શ્વાસ કહાડ્યો ન હતો એની રેવા સાક્ષી સમી હતી.

'બિન્દુ એક વાત કહું?' ડરતાં ડરતાં રેવાએ પ્રશ્ન કર્યો.

'કહોને બ્હેન?'

'નીરૂએ એક ભયંકર કૃત્ય કર્યું છે. કદાચ એ પોલીસમાં પકડાઈ ગયો હશે!'

'શું થયું એવું?' પુત્રના કૃત્યથી પરિચિત થવાની ઈંતેજારી એના અંતરમાં જાગી હતી.

'એણે ચોરી કરી છે. પોલીસને બધી ખબર પડી છે, અને સવારથી જમાદાર એને શોધે છે.'

'કોણે કહ્યું?'

'એ કહેતા હતા!' રેવાએ જવાબ દીધો.

અને બિન્દુ તરત જ રેવાના પતિ પાસે દોડી ગઈ.

'કરસનભાઈ! શું થયું મારા નીરૂનું?' આંસુ વહેતી આંખે બિન્દુએ કરસન સામે દૃષ્ટિ ઠેરવતાં કહ્યું:

'નીરૂની મા! ગજબ થયો. શંકરની સ્થિતિ તમે જાણો છો, કેવી હતી? પણ એણે ક્યારેય કોઈના ખેતરમાંથી એક મુઠી અનાજ તો શું પણ એક સળેખડી સુદ્ધાં લીધી ન હતી, પણ એનો આ દીકરો તો એનું નામ બોળવા બેઠો છે. બિચારા જીવને સ્વર્ગમાં પણ શાંતિ નહિ હોય!' કરસને પ્રાથમિક વિધિ કરવા માંડી.

'પણ એવું તે શું કર્યું છે નીરૂએ?' કરસન બોલતો હતો અને નીરૂની આતુરતા વધતી હતી.

'એણે મોટી ચોરી કરી. રામા ભગતના પાંચસો રૂપીઆ ઉઠાવી લીધા!'

'એણે એકલાએ? એની એવી હિંમત?' સહસા બિન્દુથી બોલાઈ જવાયું.

'એકલો શેનો? એની તો આખી ટોળી છે ને! બિચારા રામા ભગતે ખૂબ કહ્યું: ખોળા પાથર્યા, પાઘડી ઉતારી પણ પૈસા પાછા આપ્યા જ નહિ, એને અને ઉપરથી મારવા તૈયાર થયા. ત્યારે ભગતે ચોરે જાણ કરી, અને જમાદારે નીરૂને પકડ્યો.'

'પૈસા મળ્યા ખરા?'

'પૈસા શેના મળે? પૈસા ખાનારાઓ ક્યાં ઓછા છે?'

'એટલે?'

'એ મને પૂછો છો? જુઓ ત્યારે તમને હું કહું છું કે તમારો નીરૂ માત્ર ચોર ડાકુ છે એટલું જ નહિ, પણ પરસ્ત્રી ગામી પણ છે. એ માશૂકો વચ્ચે બિચારા ભગતના પૈસા વ્હેંચાઈ ગયા, હવે ક્યાંથી લાવે?'

બિન્દુના અધરોષ્ટ દબાયાં. પોતાની કૂખેથી જન્મેલા પાપની જવાબદારી એની પોતાની હોય એમ એ ભારે બની ગઈ. એક શબ્દ બોલ્યા વિના કેટલીય પળો સુધી એ બેસી રહી: 'હવે એને છોડાવવાનો પ્રબંધ કરો!' કરસને શાંતિનો ભંગ કરતાં કહ્યું

'કોને ?' પ્રશ્નથી જાણે જાગૃત અવસ્થામાં આવતી હોય એમ બિન્દુએ પ્રશ્ન કર્યો.

'નીરૂને!-બિચારો આખી રાત આ ઠંડીમાં ઠુંઠવાઈ જશે!'

'ભલેને ઠુંઠવાય! પાપ કરે તો એની સજા એને ભોગવવી જ જોઈએ. હું એને છોડવાવા જવા માંગતી નથી!' બિન્દુએ નિશ્ચય કર્યો.

'એવું તે થાય? માતાનું હૃદય બાળક પ્રત્યે કયારેય કઠોર થાય ખરૂં ?'

'થવું જ જોઈએ! માતાની હૃદયના કોમળતા જો એના બાળકમાં ન પ્રવેશી શકી હોય તો, માતાએ એની સામે કઠીન થવું જ જોઈએ.'

વધુ બોલવાની બિન્દુમાં શક્તિ ન હતી. એના પગ તળેની ધરતી ખસતી હોય એમ એને લાગવા માંડયું. હમણાં જ પોતે ભાન ગુમાવી દેશે એવા ભયથી રાત્રીના અંધકારમાં પણ એ દોડતી દોડતી પોતાના મકાને પહોંચી. દોડતાં દોડતાં એના પગમાં કાંટા પેસી ગયા અને ઠેસ વાગી હતી એનું ભાન એને ન હતું.

રાત્રી કયારે વિતિ ગઈ એનું એને ભાન ન હતું. એનું દેવસ્થાન સૂનું સૂનું લાગતું હતું. એના દેવ સમક્ષ જલતો દીપ બુઝાઈ ગયો હતો.

બિન્દુને કાંઈ ભાન ન હતું.

પ્રભાત વિતિ ગયું. ભાસ્કરનો રથ મધ્યાને આવ્યો, પણ બિન્દુ હજી ભાનમાં આવી ન હતી.

રેવા સવારથી બિન્દુને શોધતી હતી. કરસને એને કહ્યું હતું કે

ગમે તેમ કરીને બિન્દુને સમજાવી, નીરૂને જેલ મૂક્ત કરાવવો. આટલી શિક્ષા એને પૂરતી છે. હવે એ સુધરી જશે!

બિન્દુને સમજાવવા રેવા એને મળવા માંગતી હતી, પણ મધ્યાહ્ન થવા છતાં બિન્દુનો મેળાપ થઈ શક્યો નહિ. આખરે થાકીને એણે બિન્દુના ઘરમાં આવી જોયું તો બિન્દુ એની પથારીમાં બેભાન અવસ્થામાં પડી હતી. એનું ઘર અસ્ત વ્યસ્ત હતું.

બિન્દુને એણે ભાનમાં લાવવાના પ્રયત્નો કર્યા. બીજા પાડો-શીઓને તેણે બોલાવ્યા, અને કેટલાક ઉપચાર પછી બિન્દુ ભાનમાં આવી, ત્યારે એની પાંપણોમાં અશ્રુબિન્દુ વહેતાં હતાં.

ધીમે ધીમે બિન્દુ સ્વસ્થ થતાં રેવાએ એની સમક્ષ એક વાત મૂકી: 'બેન, ગમે તે થઈ ગયું પણ હવે તમે જો નીરૂને પાંખમાં નહિ લો તો કોણ લેશે? એક ભૂલ થઈ ગઈ, પણ હવે એ સુધરી જશે.'

કિન્તુ બિન્દુ એના વિચારમાં મક્કમ હતી. એ આખો દિવસ બધા પાડોશીઓએ બિન્દુને સમજાવવાનો પ્રયત્ન કર્યો, પણ એ બધા પ્રયાસો નિષ્ફળ ગયા.

દિવસો સુધી નીરૂ કારાવાસમાં સડતો રહ્યો. આખરે કોઈ શંકરના મિત્રે એને છોડાવ્યો.

'મા!' નીરૂએ આંગણામાં દાખલ થતાં જ બૂમ મારી. મકા-નમાંથી વળતા પડઘા ઉડ્યા 'મા!'

નીરૂ ઘરના ખૂણે ખૂણામાં ફરી વળ્યો, પણ માતા ઘરમાં ન હતી. પડોશમાં ગઈ હશે માનીને એણે થોડીક વાર રાહ જોઈ, પણ કોઈ પાછું ન ફર્યું.

ગામમાં કોઈને ત્યાં ગઈ હશે એમ માનીને એણે વધુ આશ્વાસન મેળવ્યું, પણ સાંજ સુધી બિન્દુ પાછી ન ફરી ત્યારે એ આશ્વાસન પણ ખોટું નીકળ્યું.

રાત્રે નીરૂએ ગામમાં ઓળખીતા, પીછાનવાળાઓને ત્યાં તપાસ કરી.

'કરસનકાકા, મા આવી છે?'

જવાબ મળ્યો: 'ના ભાઈ! સવારની મેં એને જોઈ નથી.'

કમળા માસી: 'મારી મા આવી છે?'

'ના બેટા!' કેટલાય દિવસથી મને એ મળી નથી.

ગામના એકેએક ફળીમાં તે એકેએક ઘરે જવાબ મળ્યો: 'ના ભાઈ, ના! તારી મા અહીં આવી નથી!'

આખી રાત પસાર થઈ. ક્યાં ગઈ હશે? કોની સાથે એનો વધુ ગાઢ સંબંધ છે એ બધાની નામાવલી એણે મનમાં ને મનમાં યાદ કરી જોઈ.

પ્રભાત થયું અને ફરી શોધ શરૂ કરી. કોઈએ કહ્યું: 'કૂવા તળાવ તપાસી જો. બિચારી આપઘાત ન કરે તો બીજું શું કરે?'

એણે કૂવા જોયા, તળાવો જોયાં પણ બધાએ જવાબ આપ્યો: 'તારી મા અમને શું કામ ગોઝારા બનાવે? અમે શા પાપ કર્યાં છે?'

હવે ક્યાં શોધ કરવી? શોધવા જેવા તો બધા સ્થાન એ ખૂંદી વળ્યો હતો. હતાશ થઈને એ બેઠો હતો, ત્યાં અચાનક એની દૃષ્ટિ પિતાની તસવીર તરફ ગઈ. તસવીર હસીને કહી રહી હતી: 'મૂર્ખ તેં તારી માતાના પ્યારના બદલામાં કેવું દુ:ખ આપ્યું? એનો પ્યાર તારી પ્રત્યે કઠોર થતાં અચકાતો હતો. એણે પોતાના પ્રાણનું બલિદાન આપીને તને સુધારવાનો પ્રયત્ન કર્યો છે.'

એ તસ્વિરની નીચે એક કાગળનો ટૂકડો હતો. પિતાની તસ્વિર સામેથી આંખ ખેંચી લેતાં નીરૂની નજર એ કાગળના ટૂકડા પર ગઈ.

એ કાગળનો ટૂકડો બોલતો હતો: 'મારો દીકરો કુલાંગાર પાકે એ મારા પાપનું ફળ છે. આ ભવે મેં કાંઈ પાપ કર્યાં નથી.

કદાચ ગયા ભવનું એ ફળ હશે ! એ પાપનું પ્રાયશ્ચિત મારે કરવું જોઈએ, અને હું એ પ્રાયશ્ચિત કરવા, પતિ પાસે જાઉં છું !'

નીરૂએ એ કાગળના ટુકડા પર આંસુનો અભિષેક કર્યો. પોતાના કૃત્યો માટે સજા ભોગવનાર માતાને એણે વંદન કર્યાં.

એનું અંતર એને ડંખતું હતું. પાપ કર્યાં છે, તો એનો બચાવ કરવાને બદલે એકરાર કરવો અને સજા ભોગવીને તેનો પશ્ચાત્તાપ કરવો, કે પાપને છૂપાવવા બીજા પાપ ઊભા કરવા ?

આખરે એણે નિશ્ચય કર્યો. માતાનું શિક્ષણ એને એજ સંદેશો આપતું હતું. ગુનાની સજા ભોગવવી જ જોઈએ. ગુનો કરતાં જો ડર નહોતો, તો પછી સજા ભોગવતાં ડરવું શા માટે જોઈએ !

અદાલત સમક્ષ એણે ગુનાનો એકરાર કર્યો. એણે કહ્યું: ' જે જ્ઞાન મને આજ સુધી મળ્યું ન હતું એ જ્ઞાન મારી માતાએ, પોતાના પ્રાણનો ભોગ આપીને મને દીધું છે. ગુનાની શિક્ષા ખમીને હું મારા પાપનું પ્રાયશ્ચિત કરીશ.'

અને સજા સાંભળ્યા પછી એણે આકાશ પ્રતિ દૃષ્ટિપાત કરતાં કહ્યું: 'જ્યાં હો ત્યાં માતા તમારા આત્માને શાંતિ મળજો. પાપનું પ્રાયશ્ચિત ભોગવીને, માનવી તરીકે જીવવાનો હું નિર્ધાર કરૂં છું.'

પોલીસ જ્યારે એને લઈને વિદાય થઇ ત્યારે કેટલાયની આંખ આંસુભીની થઈ હતી. સહુની આંખો સમક્ષ નીરૂની માની પ્રતિમા તરવરતી હતી.

દિવસો થયા છતાં બિન્દુને ગામના લોકો ભૂલી શક્યા નથી.



# માતૃત્વના કોડ

**સુભદ્રાના** હૈયામાં માતૃત્વની જ્યોત જલતી હતી. એના ઉરમાં કોઇક પળે એવું તોફાન જાગતું કે નયનોમાંથી વહી જતાં આંસુ જ એની એ વેદનાને શાન્ત કરતાં હતાં.

ખિન્ન વદને સુભદ્રાએ પલંગમાંથી મુખ ઊંચું કર્યું, ત્યારે દિલીપ એની સમક્ષ કાલીઘેલી ભાષામાં કાંઈ કહી રહ્યો હતો. સુભદ્રાએ એના પ્રત્યે થોડીક પળ દૃષ્ટિ ઠેરવી.

દિલીપ એને કહેતો હતોઃ 'માસી, હું પડી ગયો.' અને પોતાના પગે થએલી ઈજા એ સુભદ્રાને બતાવતો હતો.

સુભદ્રાએ જોયું. દિલીપના કુમળા પગની ચામડી કોઈ સ્થળેથી ઊતરી ગઈ હતી અને રક્તનાં થોકાંક બિન્દુઓ દેખતાં હતાં.

'દિલીપ! ક્યાંથી પડી ગયો?' સુભદ્રાએ તેને ઉઠાવ્યો અને બંને હાથે સહેજ ઊંચો કરી વ્હાલભર્યા પ્રેમે પ્રશ્ન કર્યો.

'તમારા દાદરમાં! તમે સાંભળ્યું નહોતું?' દિલીપે આશ્ચર્ય વ્યક્ત કર્યું.

સુભદ્રાએ દિલીપના પ્રશ્નનો જવાબ ન દીધો અને તેના ઘાને સાફ કરી પાટો બાંધી દીધો.

ઘડી પહેલાંની આંતરવેદના, દિલીપ સંગેની થોડીક વાતો પછી ઓછી થતાં એના હૃદય પરનો બોજ હળવો થયો.

દિલીપ સુભદ્રાના પાડોશીનો છોકરો હતો. સુભદ્રાને એના પ્રત્યે અપાર મમતા હતી. એમ તો મહોલ્લામાં સંખ્યાબંધ છોકરાઓ હતા, પણ સુભદ્રા દિલીપ સિવાય કોઈને ય યાદ કરતી નહિ.

દિલીપ વિના સુભદ્રા ઘણી વખત બહાવરી જણાતી.

કિશોર એની ઘેલછા પર હસતો, ત્યારે સુભદ્રાના હૈયામાં કારી ઘાની જેમ વેદના થતી હતી.

'શું હસો છો?' સુભદ્રા કિશોરના હાસ્યને ખાળતી અને પ્રશ્ન કરતી.

'તારી ઘેલછાને! પારકા છોકરા પર આટલો વ્હાલ શા કામનો? પારકા પોતાના કદિય થતા હશે?'

ને, સુભદ્રાના દિલમાં પણ ઘણીવાર એ પ્રશ્ન થતો: 'પારકા તે પોતાના થતા હશે?' પરન્તુ કોણ જાણે દિલીપ પ્રત્યેનો એનો અનુરાગ, એનું આકર્ષણ ઘટવાને બદલે વધતાં જ હતાં.

દિલીપને એ પોતાના ખોળામાં બેસાડીને, તેની નાની નાની લટો જોડે જ્યારે રમત કરતી ત્યારે એના માતૃત્વના કોડ કંઈક સંતોષાતા.

પંદર વર્ષ થયાં જ્યારે કિશોરના ઘરમાં, એની ગૃહદેવી થઈને સુભદ્રાએ પહેલો પગ મૂક્યો હતો. પરણીને જ્યારે તેણે પ્રભુતામાં પગ મૂકયો ત્યારે કિશોરની માતાએ તેને પોતાના કુળની અમરવેલ તરીકે આવકાર દીધો હતો.

એનું યૌવન અને સૌન્દર્ય, કિશોરનાં ભાગ્યની પ્રશંસા કરાવતાં હતાં. એના દેહનાં દરેક અંગ ઉપાંગ સુરેખ, અને સુંદર દેખાતાં હતાં.

એનું નમણું નાક અને કીકીઓમાં વસી રહેલું હાસ્ય કિશોરના આકર્ષણ માટે પૂરતાં હતાં. કુદરતે નમણો અને સુંદર દેહ ઘડચો હતો.

લગ્ન પછીના દિવસોનો ઉલ્લાસ, શ્વસુરપક્ષનો ભાવભર્યો આવકાર, સાસુજીની શીળી છાંય અને કિશોરનો સ્નેહ, સુભદ્રાને માતાપિતાના વિયોગની પળોમાં સંજીવની સમો ભાસ્યો: સૌ કોઈના મુખે સુભદ્રાની પ્રશંસા જ થતી હતી.

કોઈ એની કુશળતા પર પ્રશંસાના શબ્દો બોલતા, કોઈ ને એના દેહમાં જાદુ ભાસતું, કોઈ એના વચનોમાં રહેલી મીઠાશ પર ખુશી થતાં.

ને, સુભદ્રાની સાસુ દરેક પળે તેની પ્રશંસા કરતી. ગામમાં અનેક સાસુઓ હતી અને વહુઓ પણ હતી; છતાં સુભદ્રા અને તેની સાસુ વચ્ચેનો સુમેળ સાવ જુદો હતો.

સંતોષી યુગલના દિવસો જેમ જેમ વહેતા ગયા તેમ તેમ, સુભદ્રાની સાસુના જીવનમાં અસંતોષના વિચારોની ઘટમાળ પ્રગટતી થઈ.

સુભદ્રાના લગ્નજીવનને બે વર્ષ થઈ ગયાં અને કિશોરના લગ્ન પાછળ રહેલી તેની મમતા હજી તો અણપૂરાયેલી જ હતી.

'બીજી બધી વાતે ઈશ્વરની કૃપા છે. બ્હેન, માત્ર શેર માટીની જ ખોટ છે.' નમતી સંધ્યાએ દેવદર્શને જતાં સુભદ્રાની સાસુએ પહેલી જ વાર સમવયસ્ક સમક્ષ મનની વાત કરી.

'એ પણ પ્રભુ પૂરી કરશે, હજી શું વહી ગયું છે બા?'

'અરે વાહ! સુભદ્રા પછી પરણીને આવેલી ગોમતીને બે છોકરાં થયા અને પેલી રાધા તો સુભદ્રાથી પણ નાની છે ને! છતાં એનો ખોળો કેવો ભર્યો ભર્યો લાગે છે? ઘરમાં છોકરાની વસ્તી. બહેન! પ્રભુ કરે તે ખરૂં!' સુભદ્રાની સાસુએ સંતાપ કર્યો.

હરદમ શાંત રહેતા હૈયાને જલાવે તેવો એક બનાવ થોડા દિવસ પછી બન્યો.

પ્રાતઃકાળમાં ગીતાપાઠ પૂરો કરીને સુભદ્રાનાં સાસુ હજી ઉઠયાં ન હતાં, ત્યાં તો પાડોશની ભાગીરથી દોડતી દોડતી આવીને બોલી:

'નંદુબ્હેન! કમળા વહુને પુત્ર અવતર્યો.' ભાગીરથીએ સુભદ્રાનાં સાસુ નંદુબહેનને સમાચાર આપ્યા.

જવાબમાં માત્ર નંદુબહેને એટલું જ કહ્યું: 'ભગવાન દયાળુ છે.'

હર્ષભેર દોડતી દોડતી વધામણાં દેવા આવેલી ભાગીરથીને આ પ્રત્યુત્તરથી સંતોષ ન થયો. એણે નંદુબહેન પ્રતિ દૃષ્ટિ કરી. એની આંખોમાં વિષાદ ભર્યો હતો; એના અંતરમાં જલી રહેલા દાહની રતાશ એની કીકીઓમાં જણાતી હતી.

'ભગવાન સુભદ્રા પર દયા કરે.' ભાગીરથીએ આશા વ્યક્ત કરી અને નંદુબહેનના હાથમાં સાકર મૂકી, અને બીજા પાડોશીઓમાં વહેંચવાને ચાલતી થઈ.

ભાગીરથી ક્યારે ગઈ એનું નંદુને ભાન ન રહ્યું. વિચારસાગરના ઉંડાણમાં એ પડી ગઈ હતી. એની હથેલીમાં રહેલી સાકર પર માખીઓ બેસતી હતી.

બારણાની સાખને ટેકે નંદુ વિચારતી હતી: 'ભગવાન સુભદ્રા પર મહેર કરે.'

'કેમ, માતાજી! શા વિચારમાં પડી ગયાં છો?' સુભદ્રાએ વિચારમગ્ન હાલતમાં ઉભેલાં સાસુજીને પ્રશ્ન કર્યો. અને કોઈ ભરનિદ્રામાં પડેલો માનવી, સહસા જાગ્રત થઈને ચોમેર જુએ તેમ, વિચારતંદ્રામાંથી જાગ્રત થતાં નંદુ સુભદ્રાને આશ્ચર્યથી નિહાળી રહી.

'વહુ! સાંભળ્યું? કમળાને પુત્ર આવ્યો.' નંદુએ સ્વસ્થતા ધારણ કરતાં સુભદ્રાને સમાચાર આપ્યા.

સુભદ્રા આ સમાચાર પાછળ રહેલી નંદુની માનસસૃષ્ટિ સમજી ગઈ. અને ત્વરિતગતિએ રસોડામાં ચાલી ગઈ.

'વહુ! કમળા તો તમારા કરતાં નાની ખરૂંને? અને તેને પરણ્યાને પણ દોઢેક વર્ષ થયું હશે, કેમ?'

કિશોર જમીને ઑફિસે ગયો હતો. રસોડામાં સુભદ્રા અને નંદુ બન્ને ભોજન કરી રહ્યાં હતાં. નંદુએ થોડીક આડી અવળી વાતો કર્યા પછી મૂળ પ્રશ્ન પર આવવાનો પ્રયત્ન કર્યો.

સુભદ્રા અનુત્તર રહી, પરન્તુ સાસુએ તો પ્રશ્નોની પરંપરા ચલાવવા માંડી.

'કોઈ જોશીને બતાવીએ તો? નહિ તો કોઈ વૈદ્ય ડૅાકટરને બતાવીએ.

સુભદ્રા મૂંગીમૂંગી ભોજન કાર્યને પતાવી રહી હતી.

'જવા દો વૈદ્ય ડૅાકટરોની વાતો. એમ કરીએ, કિશોરને કહીને કોઈ સારી નર્સ પાસે જઈએ.' પરન્તુ સાસુજી આગળ વધે તે પહેલાં તો સુભદ્રા ભોજનકાર્યથી પરવારી ગઈ, અને રસોડામાં સાસુજી એકલાં પડયાં.

નંદુ સમજતી હતી કે સુભદ્રાના હૈયામાં માતૃત્વની વેદના જાગી રહી છે. પણ એની વેદના કરતાં ય પોતાની આશા કેટલી તીવ્ર છે?

પોતાના જીવનનો શો ભરોસો? પ્રભુએ એની એક જ આશા અણપૂરી રાખી છે.

વિદાય થતી સુભદ્રાની પીઠ પાછળ જોઈ રહેલી વૃદ્ધાએ કેટલીય પળો સુધી વેદના અનુભવી; એની કીકીઓ ભીંજાઈ. પાટલા પરથી જ્યારે એ ઉભી થઈ ત્યારે બોલતી હતીઃ 'પ્રભુ હવે છેલ્લા દિવસોમાં મારી આશા નહિ પૂરે?'

એ દિવસ દરમ્યાન સુભદ્રાએ તેની સાથે કશી યે વાત કરી નહિ. એની સાસુ એ અનેક કારણો ઊભાં કરીને તેને બોલાવવાનો પ્રયત્ન કર્યો.

'અરે સુભદ્રા! તને પેલો બુટ્ટાવાળો સાળુ કેવો લાગે? ચાલ આજ હું કિશોરને કહીને મંગાવી આપું.'

સુભદ્રાએ પોતાની ઈચ્છા વ્યકત ન કરી. સાસુની ઈચ્છાને સંમતિ પણ ન આપી. સુભદ્રા હમણાં હસીને જવાબ દેશે એવી આશા રાખતી સાસુને નિરાશા મળી.

વળી થોડીક પળો ગઈ અને સાસુએ બીજું કારણ આગળ ધરીને તેની સાથે વાત કરવાનો પ્રસંગ સાધ્યો, પણ સુભદ્રાએ એ પ્રસંગને ય ટાળી નાખ્યો.

એ રાત્રે સુભદ્રાએ કિશોરના ખોળામાં મસ્તક મૂકીને હૈયાનો બોજ આંસુની ધારાઓ દ્વારા ઓછો કર્યો.

કિશોર એને આશ્વાસન દેતો હતો: 'માતાજી વૃદ્ધ થયાં એટલે ઝંખે, એમાં શું?'

નંદુ કિશોરને કદિક કહેતી: 'કોઈ જોશીને બતાવીએ તો કેમ?' કદિક વિનવતી: 'કાંઈ નડતર હોય તો આપણે ભૂવાને બતાવીએ!'

કિશોર એનો જવાબ દેતો ન હતો. જોશી અને ભૂવા પાસે સુભદ્રાને મોકલવા અને તેના આત્માને છેતરવા તે તૈયાર ન હતો.

પોતાની માની દિવસોની કાકલૂદીઓ અને વિનંતિઓ પછી કિશોરે કહ્યું: 'માતાજી! હું જોષી અને ભૂવાઓ પાસે જવા માગતો નથી.'

'ત્યારે આપણે કોઈ વૈદ્ય ડૉકટરને બતાવીએ તો બેટા?' આશાભર્યા નેત્રે નંદુ કિશોર પ્રતિ નિહાળી રહી: 'જોઈશું,' કિશોરે ટૂંકમાં જ પતાવ્યું.

કિશોરની બેપરવાઈથી વૃદ્ધ માતાની વેદના વધતી હતી.

હૈયામાં ભરેલી આશાઓ સાથે જ્યારે વૃદ્ધ માતા જીવનની અંતિમ પળો વ્યતીત કરી રહી હતી ત્યારે એણે સુભદ્રાને પોતાની પાસે

બોલાવીને આજ સુધી અંતરમાં છૂપાવી રાખેલો મનનો ભાવ વ્યક્ત કરતાં કહ્યું:

'વહુ બેટા! તારા ખોળામાં મારી આશાઓની મૂર્તિ જો મેં રમતી નિહાળી હોત તો મને સંતોષ થાત; પણ જો એવી આશા ન ફળે તો મારા કિશોરનો વંશ રહે એટલું તું કરજે.'

સુભદ્રાએ આંસુભરી આંખે જવાબ આપ્યો: 'હું મારું બનતું બધું જ કરીશ.'

એ પછીનો કાળ ઝડપથી પોતાની કૂચ કરી રહ્યો હતો. સુભદ્રા અને કિશોર સંતોષી હતાં. એમનું જીવન સુખરૂપ હતું.

શાંત જળમાં એકાદ કાંકરી પડે અને એની શાંતિ ખંડિત થાય, કુંડાળાં પર કુંડાળાં રચાય તેમ સુભદ્રા–કિશોરના શાન્ત જીવનમાં દિલીપે ઉફાળો આણ્યો.

થોડા દિવસ થયાં એના પડોશમાં નવા પાડોશી રહેવા આવ્યા હતા. ધીમેધીમે એમની સાથેનો સુભદ્રાનો સંપર્ક વધતો જ ગયો. જગમોહન અને માલતી માયાળુ હતાં.

સુભદ્રા દિવસનો મોટો ભાગ માલતીને ત્યાં વ્યતીત કરતી. સુભદ્રાના ગૃહમાં શાંતિ હતી. માલતીના ગૃહમાં કિલ્લોલ હતો. પોતાના ગૃહની શાંતિ પ્રત્યે સુભદ્રાને અનુકંપા જાગી અને માલતીના ગૃહનો કિલ્લોલ તેની સુષુપ્ત લાગણીઓને જાગ્રત કરવા લાગ્યો.

'માલતી, જો ને!' કહેતો દિલીપ એના કંઠે વળગી પડ્યો. એની પાછળ ઉષા તેને મારવા માટે ધસી આવતી હતી.

'મને મારી ગયો દિલીપ.' માલતી સમક્ષ ઉષાએ ફરિયાદ કરી. માલતીએ ઉષાને પોતાની પાસે ખેંચીને ચૂમી કરી.

કોઈ દિવસ નહિ અને એ પ્રસંગથી સુભદ્રાને ઈર્ષા થઈ.

કોઈ દિવસ એણે કોઇના ય જીવનની સ્પર્ધા કરી ન હતી. કોઈના ય વિષે એના અંતરમાં અસૂયા થઈ જ ન હતી.

પહેલી જ વાર ઉષાને ચૂમી લેતાં માલતીને નિહાળીને એના અંતરમાં છૂપાઈ રહેલું માતૃત્વ હિલોળા લેવા લાગ્યું.

એ ઉછળતા આવેશમાં જ તેણે દિલીપને પોતાની પાસે ખેંચ્યો અને મુખ ઉંચું કરી પ્રેમભરી ચૂમી લીધી.

દિલીપ પ્રત્યેના સ્નેહના પ્રથમ અંકુરો સુભદ્રાના હૈયામાં એ ચૂમીની સાથે જ પ્રગટયા. અને સહવાસ વધારે ગાઢ થતો ગયો.

રોજ રોજ એ દિલીપને બોલાવતી. દિલીપનું આકર્ષણ જારી રાખવાને સુભદ્રા એની રમતો પ્રત્યે ઉત્કંઠ હૈયે નિહાળી રહેતી.

સુભદ્રાના હૈયામાં દિલીપ પ્રત્યેનો જે પ્રેમ હતો. એ પ્રેમ દિલીપ પર માલતી–તેની માતા, હાથ ઉપાડે તે પણ સહન કરી શકતો ન હતો.

એક દિવસ દિલીપ પર જ્યારે માલતીએ હાથ ઉપાડ્યો ત્યારે સુભદ્રાની આંખોમાં આંસુ આવ્યાં. એણે માલતીને અટકાવવાનો પ્રયત્ન કર્યો. દિલીપ બૂમો પાડતો હતોઃ ' માસી, મને લઈ જાવને ! '

સુભદ્રાને દિલીપ માસી કહેતો હતો. માતા સમા હેતની–નિર્મળ સ્નેહની–ઝાંખી માસીની કલ્પના પાછળ રહેલી હતી.

' અરે માલતી બેન, આ તમે શું કરો છો ? કુમળા ફૂલ પર આમ હોય ? ' સુભદ્રાથી બોલાઈ જવાયું.

એ જાણતી હતી કે દિલીપ પર એનો કશો જ હક્ક નથી, છતાં દિલીપ પ્રત્યેના મમત્વથી એ ખેંચાઈ હતી.

' તમે શું સમજો ? હું તો થાકી. આખો દિવસ કકળાટ ચાલુ ને ચાલુ. ' માલતીએ ક્રોધના આવેગમાં સુભદ્રાના શબ્દોને તરછોડયા.

મૂઢ બનીને સુભદ્રા રવાના થઈ અને પોતાના આંગણામાં પગ મૂકતાં

જ એની આંખોમાં આંસુ ઉભરાયાં. એને પહેલી જ વાર ભાન થયું કે: 'કિશોર સાચું કહેતો હતો કે 'પારકા તે પોતાના થયા છે?'

કિશોર જ્યારે ઘેર આવ્યો ત્યારે સુભદ્રાની આંખો સૂજીને મૂઠી જેવડી થઈ ગઈ હતી.

દિવસો પસાર થવા લાગ્યા. સુભદ્રા દિલીપને ભૂલવા મથતી હતી. પરન્તુ જેમ જેમ તે ભૂલવા ઇચ્છતી હતી તેમ તેમ તેના અંતરના ખૂણામાં રહેલું માતૃત્વ વધારે જાગૃત થતું હતું. દિલીપ પ્રત્યે દૃષ્ટિ કરવાની ઇચ્છા ન હોવા છતાં ચોરી છૂપીથી શેરીમાં ખેલતા દિલીપને એ જોઈ લેતી.

શેરીમાં બાળકો સાથે ખેલતા દિલીપને બૂમ પાડીને બોલાવવાને તે અધિરી થઈ જતી પણ એના કાનમાં કિશોરના શબ્દોના પડઘા પડતા. 'પારકા તે પોતાના થતા હશે!'

અને એના ચરણો ધ્રુજવા લાગ્યા. મુખમાંથી બહાર નીકળવાને તત્પર થએલા શબ્દો અટકી પડયા અને બારી પાસેના પલંગમાં આડી પડી. થોડીક પળો પછી જ્યારે તેણે જોયું ત્યારે તેની નજર સમક્ષ દિલીપ ઊભો હતો.

હર્ષાવેશમાં તેણે દિલીપને ઉંચક્યો અને એના ગંદા મુખપર ચુંબન લીધું.

'કેમ નહોતો આવતો દિલીપ?'

'તમે મને કેમ નહોતાં બોલાવતાં?'

સુભદ્રા એના જવાબથી હસી પડી. અને દિલીપે પણ એ હાસ્યના પડઘા પાડયા.

ઘડી પહેલાનાં શુષ્ક વાતાવરણમાં ઉલ્લાસ છવાયો.

દિલીપની પાછળ પાછળ માલતી ઉપર આવી. એણે જોયું તો

સુભદ્રાના ખોળામાં ધૂળથી મલિન થયેલા શરીરવાળો દિલીપ બેઠો હતો, અને સુભદ્રા તેના મુખ પર ચુંબનો દઈ રહી હતી.

માલતીએ બૂમ મારી: ‘ અરે દિલીપ ! તું અહીં આવ્યો છે ? ’ અને સુભદ્રાના ધ્યાનમાં ભંગાણ પડ્યું. માલતીને જોઈ એ શરમાઈ ગઈ.

માલતી સુભદ્રાની આંખોમાં માતૃત્ત્વની તીવ્ર બનેલી ક્ષુધા જોઈ રહી.

–ને દિલીપ ઘડીકમાં માલતી અને ઘડીકમાં સુભદ્રા પ્રતિ નિહાળી રહ્યો હતો. થોડીક પળો સુધી બંનેનું નિરીક્ષણ કર્યા પછી દિલીપ સુભદ્રાના ખોળામાંથી ઉઠીને માલતીને ગળે વળગી પડ્યો. માલતી તેને લઈને જ્યારે રવાના થઈ ત્યારે સુભદ્રા એની પીઠ પાછળ અનિમિષ નેત્રે નિહાળી રહી.

‘ સુભદ્રા, શું નિહાળે છે ? ’ પાછળ જોયું તો કિશોર હતો.

‘ કાંઈ નહિ. ’ બોલતાં બોલતાં એના મુખ પર શરમના શેરડા પડ્યા.

‘ માતૃત્ત્વના કોડ ! ’ કિશોરે એના મનોભાવ ઉકેલતો જવાબ દીધો; ત્યારે સુભદ્રા દિલીપને આપેલા બાબાને રમાડી રહી હતી.

# નવો સંસાર

શાન્ત રીતે એકધારા ચાલતા જીવન પ્રવાહમાં ક્યારેક વંટોળ જાગે છે. એક સામાન્ય અકસ્માત જ્યારે જીવનને ભસ્મ કરી દે તેવો ભડકો પ્રગટાવે છે ત્યારે જીવનમાં ખારાશ વ્યાપી જાય છે.

શ્રીપતરાવના જીવનમાં પણ એવું જ બન્યું હતું. સામાન્ય રીતે શ્રીપતરાવ બહુ જ સીધા માણસ. ઑફિસેથી નીકળીને સીધા ઘેર, અને ઘેરથી નીકળીને સીધા ઑફિસઃ એ એમનો રોજનો અતૂટ ક્રમ હતો. રવિવારના દિવસે તો આખો દિવસ શ્રીપતરાવ ઘેર જ રહેતા. ક્વચિત સીનેમા નાટકમાં જતા ત્યારે બાળબચ્ચાંનો કાફલો સાથે જ હોય.

એમના પત્ની યમુનાદેવી ઘરરખ્ખુ ગૃહિણી હતા. ઘરની સંભાળ રાખવા ઉપરાંત કરકસરથી તેઓ જે વહિવટ ચલાવતા હતા તેના પરિણામે જ શ્રીપતરાવ લક્ષ્મીનો પણ ઠીક ઠીક સંચય કરી શક્યા હતા. યમુના ઘરનું બધું જ કાર્ય કરતી.

ક્યારેક શ્રીપતરાવ યમુના પર ખીજાતા પણ ખરા. મૂળ તો યમુનાના દેહનો બાંધો નબળો અને તેમાં છેલ્લી સુવાવડ પછી લોહી

ઊડી ગયું હતું. એને સહેજમાં થાક જણાતો હતો. છતાં આખો દિવસ ઘરનો બોજ ખેંચતી જ રહેતી.

'યમુના! કોક દિ' તું મને રખડાવી મારવાની છે હો?' હતાશ થઈને આખરે શ્રીપતરાવ યમુનાને ઠપકો આપતાં.

'એવી વાત કરતાં શરમાતા નથી? સ્ત્રી જો ઘરનું કામ નહિ કરે તો શું કરશે? તમે મારી ચિંતા શા માટે કરો છો, તમારી જાતની તો પૂરી સંભાળ લો!' યમુના પોતાનો બચાવ કરતી અને શ્રીપતરાવને તેમની જ તબિયતની ભાળ લેવા સલાહ આપતી હતી.

'મારી તબિયત તો બરાબર છે!'

'ક્યાં બરાબર છે? રોજ તો બૂમ મારો છો!'

'એ તો થાક લાગે એટલે થાય!'

'ત્યારે જરા સંભાળ રાખો ને!'

પતિપત્ની વચ્ચે અપૂર્વ સ્નેહ હતો. બન્ને એક બીજાની માવજત પાછળ ધ્યાન આપતા હતા. સવારમાં શ્રીપતરાય દુધનો પ્યાલો હોઠે લેતાં પહેલાં બધાને પૂછી લેતાં: 'યમુના તેં દુધ પીધું કે?' અને જવાબ મળતો: 'હા!'

બાળકોને પણ જાતે જ પૂછી જોતાં. એમને એવી શંકા ગઈ હતી કે હમણાં હમણાં યમુના પોતાના તરફ ખૂબ ધ્યાન આપતી હોવાથી બાળકો અને પોતાના દુધમાં કરકસર કરે છે. એટલે જ્યારે બધાં તરફથી સંતોષકારક જવાબ મળતો ત્યારે જ તેઓ દુધ પીતાં હતાં.

યમુના સંતોષી સ્ત્રી હતી. ઈર્ષા અને સ્પર્ધાથી અલગ રહીને તે પોતાના ઘરને સાચવતી. ક્યારે ય કોઈની સારી ચીજ જોઈને એવી ચીજ વસાવવાનો દુરાગ્રહ એણે સેવ્યો નહતો. શ્રીપતરાવ તરફથી પણ એને એવો જ સંતોષ હતો.

સવાર અને સાંજ દીવો પ્રકટાવીને યમુના માંગતી : 'ભવોભવ શ્રીપતરાવ જેવો સ્વામી મળે.' એના અંતરની એ ભાવના હતી.

આવા શાન્ત અને સુખી સંસારમાં અશાન્તિનો એકાદ તણખો પડ્યો. અને જોતજોતામાં તો એ ગૃહસંસાર આતશની જ્વાલાઓ વચ્ચે સપડાઈ ગયો.

થોડો સમય થયા માલતી નામની એક શિક્ષિકાની અહીં બદલી થઈ હતી. અને શ્રીપતરાવની પડોશમાં જ એણે મકાન ભાડે રાખ્યું હતું.

શિક્ષક કરતાં શિક્ષિકા પ્રત્યે સમાજની દૃષ્ટિ જુદી હોય છે. સ્ત્રી સ્વતંત્ર ઊભી રહે એ સહન કરવાને પુરુષ ટેવાયેલો હોતો નથી. અને સ્ત્રી ધન ઉપાર્જન કરે, એ જોવાને પુરુષ ઇચ્છતો નથી.

માલતી પહેલાં બીજી શિક્ષિકાઓ આવી ગઈહતી. પણ માલતીએ ગામલોકોનું જે ધ્યાન ખેંચ્યું હતું તે ધ્યાન બીજી શિક્ષિકાઓ ખેંચી શકી ન હતી.

માલતી યુવાન શિક્ષિકા હતી. એના અંગ પ્રત્યાંગમાં યૌવન થનગનતું હતું. એની આંખોમાં મસ્તી ભરી હતી. એના વદન પર લાલી છવાઈ હતી. અને સૌથી વધુ મોહક તો એની વસ્ત્ર પરિધાન કરવાની કલા હતી.

એનું મંતવ્ય હતું કે પુરુષ કરતાં સ્ત્રીઓ વધુ સુન્દર અથવા તો મોહક લાગે છે એનું કારણ સ્ત્રીઓની વસ્ત્ર પહેરવાની અને અંગઉપાંગના ડોલનની કલામાં રહેલું છે.

એના લાંબા સુંવાળા કેશની વેણી ગૂંથીને જ્યારે ગુલાબને ખોસતી ત્યારે, એનું રૂપ ગર્વ ધરતું.

થોડા દિવસમાં તો માલતીએ શ્રીપતરાવના ઘર સાથે મેળ સાધી દીધો.

'તમારી શ્રીમતિને કાંઈક પૂછવું હોય તો મારી પાસે મોકલજો. એમાં અચકાશો નહિ.' માલતીએ યમુના સમક્ષ પ્રસ્તાવ મૂક્યો.

શ્રીમતિના અભ્યાસ વિષે યમુના રોજ ફરિઆદ કરતી. એનો અભ્યાસ કાચો હતો. પણ કરકસર કરવાને ટેવાયેલી યમુનાએ એના માટે શિક્ષક રાખવાની વાત જ્યારે શ્રીપતરાવે રજુ કરી ત્યારે તેનો વિરોધ કર્યો હતો. પણ હવે તો માલતી એને જાતે જ વાત કરી. યમુનાને એ વાત ગમી ગઈ, પણ આખરી જવાબ આપવાનું શ્રીપતરાવ પર જ રાખી દીધું.

'માલતી બહેનને ત્યાં શ્રીમતિ થોડી થોડીવાર અભ્યાસ કરવા જાય તો?' યમુનાએ શ્રીપતરાવ સમક્ષ દરખાસ્ત મૂકી.

'સારી વાત. પણ કેટલા રૂપિયા લેશે?'

'રૂપિયા શેના? એ બિચારી જાતે જ કહેતી હતી!'

બીજા દિવસથી શ્રીમતિ માલતીને ત્યાં અભ્યાસ કરવા જવા લાગી. માલતીનો પરિચય એ રીતે યમુના સાથે અને ધીમે ધીમે શ્રીપતરાવ સાથે વધવા લાગ્યો.

પહેલાં તો માલતી રજાના દિવસે શ્રીપતરાવને ત્યાં બેસવા આવતી; પણ હવે તો રોજ સાંજે શાળામાંથી છૂટીને યમુના પાસે આવતી. દરમિયાન શ્રીપતરાવ પણ ઑફિસમાંથી આવી પહોંચતાં અને માલતી યમુનાના આગ્રહથી ચાહ પીને જ ઘેર જતી.

માલતીના આવ્યા પછી શ્રીપતરાવ અને યમુનાને સીનેમાનો પણ મોહ લાગ્યો હતો. કેટલીક વાર તો માલતી જ આગ્રહ કરીને બન્નેને લઈ જતી હતી.

માલતી અને શ્રીપતરાવનો પરિચય એ રીતે વધતો જ રહ્યો. માલતી યમુના સાથે જ્યારે વાતે વળગી હોય ત્યારે કાગદૃષ્ટિએ શ્રીપતરાવ માલતીને નિહાળી લેતો, અને કેટલીયવાર છૂપાઈને માલતીના

દેહસૌન્દર્યનું પાન કરતો હતો. માલતી પ્રત્યે શ્રીપતરાવના અંતરમાં સ્નેહના કુમળા અંકુર ફૂટયા અને ધીમે ધીમે એ અંકુરો વિકસિત થવા લાગ્યા.

સાંજે ઑફિસેથી આવીને માલતીને પોતાને ત્યાં જોઈ ન હોય તો શ્રીપતરાવ આકુળ વ્યાકુળ થઈ જતા હતા, અને પહેલાં તો બાળકોને પૂછી લેતાં–પછી યમુનાને પણ પૂછતાં. જે જવાબ મળતો એથી એમને સંતોષ થતો નહિ.

'તમે તે કેવા માણસ છો? એનું બિચારીનું કોણ છે આ પરભૂમિમાં એની સંભાળ લેનારૂં? આપણે ત્યાં આવે જાય તો આપણે એની સંભાળ તો લેવી જોઈએ ને?' માલતીના દર્શન કાજે આતુર બનેલા શ્રીપતરાવ આખરે પરોપકારના ઓઠા તળે પોતાનો બચાવ રજૂ કરતાં.

યમુનાને પતિના નવા આકર્ષણની માહિતી પણ કયાંથી હોય? અને કદાચ કોઈએ કહ્યું હોય તો પણ યમુના એના પર વિશ્વાસ મૂકે તેમ કયાં હતી? યમુના સમજતી હતીઃ પડોશી તરીકે અને એથી અધિક તો પોતાની પુત્રીના અભ્યાસ પાછળ માલતી જે કાળજી દાખવતી હતી એ રીતે, માલતી આટલી તો હક્કદાર હતી જ.

યમુના જવાબ દેતી 'માલતી બહેનના આવ્યા વિના આપણે કયાં ચાહ મૂકવાની છે? શાળાનું કામ હશે તે મોડું થયું હશે!'

ત્યાં તો માલતી આવી પહોંચી અને આંગણામાં રમતા નાના કિશોરે મોટા અવાજે વધાઈ આપીઃ 'માલતી માસી આવી ગયા.'

'કેમ શું થયું હતું? આજ જરા મોડું થયું ખરૂંને?' હસતાં હસતાં માલતી યમુનાને પ્રશ્ન કરતી. એની દાડમની કળીઓ શી દંતાવલી એના હાસ્યને પણ મોહક બનાવતી હતી.

'મોડું થયું તમને, પણ અમારી વચ્ચે તો એક મોટો ઝઘડો

થયો, એનો કાંઈ તમને ખ્યાલ છે?' યમુનાએ ચાહ મૂકવાની તૈયારી કરતાં કહ્યું.

'શું થયું? શ્રીપતભાઈ તમને લડ્યા, એ બને ખરું?' માલતી શ્રીપતરાવ તરફ ફરીને આંખો નચાવતી બોલવા લાગી.

શ્રીપતરાવ અને માલતીની નેત્ર પલ્લવી રચાઈ. માલતીએ નેત્રો ભૂમિપર માંડ્યા, અને શ્રીપતરાવે યમુના તરફ માંડ્યા.

'બને શું? બન્યું જ છે ને?' યમુના સાવ અજાણ હતી. પોતાની હાજરીમાં એક નાટક ભજવાઈ ગયું. પણ યમુનાને એની કશી જ ગમ ન હતી.

'શું થયું?' સહેજ હિંમત લાવીને માલતીએ પ્રશ્ન કર્યો.

'પૂછો, પાટ પર બેઠા છે તેમને!' શ્રીપતરાવ તરફ કટાક્ષ કરતાં યમુનાએ જવાબ દીધો.

હવે તો માલતીને શ્રીપતરાવ સામે દૃષ્ટિ ફેરવવાનો અધિકાર પ્રાપ્ત થયો હતો. એ અધિકારની અદાથી માલતીએ શ્રીપતરાવને પ્રશ્ન કર્યો: 'કેમ, શું થયું?'

શ્રીપતરાયના જીવનમાં પણ આ પહેલો જ પ્રસંગ હતો. આજ પૂર્વે અજાણ સ્ત્રી સાથે આવી છૂટથી વાત કરવાનો પ્રસંગ એને ભાગ્યે જ મળ્યો હતો.

શરમાળ પ્રકૃતિનો પરિચય આપતા શ્રીપતરાવ બોલ્યા: 'ખાસ કાંઈ નહિ, એ તો....'

'એ તો શું? કહી નાંખોને કે માલતી બહેન મોડા આવ્યા માટે તકરાર મારી સાથે કરી.' યમુનાએ પૂરું કર્યું.

શ્રીપતરાવ ચૂપ રહ્યા. માલતીના અંતરમાં એક વિજળી ચમકી ગઈ.

ચાહના પ્યાલા ગોઠવાયા. માલતી, યમુના અને શ્રીપતરાવે

ચાહને ઈન્સાફ આપ્યો. અને માલતી પોતાને ઘેર જવા ઊઠી ત્યારે કહેતી ગઈ: ' જુઓ ! આવતી કાલે તકરાર કરશો નહિ. કાલે પણ મને થોડુંક મોડું થશે !'

અને હાસ્ય વેરતી વિદાય થઈ: શ્રીપતરાવ અનિમિષ નેત્રે વિદાય થતી માલતીને જોઈ રહ્યો :

[ ૨ ]

માલતીએ શ્રીપતરાવના જીવનમાં એક પ્રશ્ન ઊભો કર્યો હતો. માલતીની તુલનામાં યમુના ક્યાં ? યમુના ગૃહિણી હતી. પ્રેમાળ હતી. ઘરરખ્ખુ હતી. પણ માલતી જેવી રસાળ-સ્નેહાળ અને મુગ્ધા હતી ?

માલતી સ્ત્રી હતી, પણ સૌન્દર્યની છોળો ઉડાવતી હતી. એના સૌન્દર્યમાં સ્નેહની મીઠી સોડમ હતી. અને એની શીળી છાંયે માનવી પરિતાપ ભૂલી જાય તેમ હતું.

ત્યારે યમુના ? એનામાં સૌન્દર્ય હતું કે નહિ એ તો યાદ નથી. પણ એણે સૌન્દર્યને સમજવાનો ય ક્યાં પ્રયત્ન કર્યો હતો. આખો દિવસ ઘર કામમાં જ એ એવી ગૂંથાયેલી રહેતી કે એણે ક્યારે ય રસિકતાને પિછાણી ન હતી.

શ્રીપતરાવે નિશ્ચય કર્યો. માલતી અને યમુના વચ્ચે જો એને પસંદગી કરવાની હોય તો માલતીને જ એ પસંદ કરે.

કોઈક વાર એના દિલના ઊંડાણમાંથી એવો પ્રશ્ન ઉઠતો ખરો: ' માલતી વિષે વિચાર કરવાનો એને શો હક્ક છે ?'

હક્ક તો કેટલીક વાર સ્વયંભૂ સ્થાપિત થાય છે. સાવ અજાણ્યુ માનવીઓ પણ વખત જતાં એક બીજા પર હક્ક ધરાવતા હોય છે. શ્રીપતરાવ માનતો હતો કે માલતી પ્રત્યે એનો પોતાનો કોઈક હક્ક છે ! એ હક્ક માલતીએ કબૂલ કર્યો હતો એમ પણ ન હતું અને

સ્થાપિત પણ ન હતો. છતાં એનું અંતર એ વાતની સાક્ષી પૂરતું હતું કે માલતી પ્રત્યેનો પોતાનો હક્ક સ્થાપિત હક્ક કરતાં પણ અધિક છે.

માલતી એનું જીવન બની ગઈ હતી. માલતીને વારંવાર નિહાળવા છતાં પણ તૃપ્તિ થતી ન હતી.

એક વખત અચાનક માલતીની તસવીર એના હાથમાં આવી ગઈ. કેવી મોહભરી હતી? એને પોતાની આંખથી દૂર કરવાની વૃતિ જ એના દિલમાં જાગતી ન હતી.

ત્યાં અચાનક માલતી ધસી આવી: 'મારી તસવીર અહીં રહી ગઈ છે ને?' શ્રીપતરાવ સામે હસતાં હસતાં પ્રશ્ન કર્યો.

શ્રીપતરાવે કહ્યું: 'તસવીર રહી નથી ગઈ. એને અહીંથી જવાની ઇચ્છા નથી!'

'જો જો! એવી વાત ન કરશો. યમુના બહેન સાંભળશે તો ઝઘડો થશે.' માલતીએ ધીમેથી સાવચેતીનો સૂર સંભળાવ્યો.

'યમુનાને તકરાર કરવાનું કાંઈ કારણ નથી. મારે શું કરવું એ મારે વિચારવાનું છે.'

'તમારે એકલાએ જ નહિ, યમુના બેને પણ એ વિષે વિચારવાનું તો છે જ ને!'

'ઠીક હવે જવા દોને એ વાત!' શ્રીપતરાવે વાત ઉડાવવાનો પ્રયત્ન કરતાં કહ્યું.

'મને તસવીર આપી દો!'

'નહિ જી, એમ તસવીર નહિ મળે?'

'કારણ?'

'કારણ શું? એના હક્કદાર પાસે એ તસવીર રહેવાની!' જે હક્ક પોતે માનતો હતો એ હક્કનો સ્વીકાર કરાવવાનો હેતુ આ જવાબ પાછળ હતો. માલતી મૂંગી મૂંગી ચાલી ગઈ.

અંતર માલતીને ઝંખતું હતું. માલતી પણ પોતાને ઝંખે છે એવું સત્ય એને, એક વખત સહસા એકાંતમાં મળી ગયેલી માલતીએ જ્યારે કહ્યું કે: 'તમે કેવા છો ! પારકાના દિલને ચોરી જાવ છો અને એની પરવા જ કરતા નથી?' ત્યારે થયું.

'સાચે જ મેં માલતીનું દિલ ચોરી લીધું છે?' શ્રીપતરાવ પોતાના અંતરને પૂછતા હતા.

જવાબ સ્પષ્ટ હતો: માલતી એનું દિલ પણ બદલામાં ચોરી જ ગઈ હતી ને?

બીજે દિવસે શ્રીપતરાવ ઑફિસેથી નીકળીને સીધા માલતીની નિશાળ પાસેથી નીકળ્યા. માલતી નિશાળમાંથી નીકળીને પોતાના ઘર તરફ રવાના થઇ રહી હતી. ઇસાનનો પવન હતો. આકાશ વાદળથી છવાઈ ગયું હતું, અને વિજળીના ચમકારા સાથે થોડીક ક્ષણોમાં જ વરસાદ આવવો શરૂ થયો. જોતજોતામાં તો રસ્તાઓ જળજળાકાર થઈ ગયા. માલતી ભીંજાતી હતી; એને સહાય કરવાનો ધર્મ શ્રીપતરાવે બજાવવાનો નિશ્ચય કર્યો.

'માલતી!' શ્રીપતરાવે બૂમ મારી.

માલતીએ પાછું જોયું. બંન્નેના મુખ પર હાસ્ય છાયું.

'તમે ક્યાંથી?' માલતીએ સાહજિક પ્રશ્ન કર્યો.

'મને ભય હતો જ કે તમે છત્રી વિના જ નીકળ્યા હશો!' શ્રીપતરાવે જવાબ દીધો. અને માલતીને પોતાની છત્રીમાં લીધી.

એક છત્રી નીચે માલતી અને શ્રીપતરાવ પાણીમાંથી માર્ગ કરતાં કરતાં આગળ ચાલી રહ્યાં હતાં. વરસાદના ઝાપટા પૂર જોસમાં પડી રહ્યાં હતાં.

છત્રીની બહાર રહેલા દેહના ભાગને ભીંજાતો અટકાવવા બંને–માલતી અને શ્રીપતરાવ–સંકોચાઈને અંદર ઘસાઈને ચાલી રહ્યા હતા. બંન્નેના દેહ લગોલગ હતા. અને બન્નેના દેહમાં ઉષ્મા પ્રકટી હતી.

શ્રીપતરાવને એ પળો ધન્ય લાગી. માલતીને પણ શ્રીપતરાવના સંગ માટે મળેલી આ પળો અમૂલ્ય લાગતી હતી.

વર્ષાએ ધરતીને ખુશનુમા બનાવી હતી. પૃથ્વિ નવપલ્લવિત બની હતી. અને માલતી–શ્રીપતરાવના હૈયાં પણ આનંદઘેલાં થયા હતા.

'તમે મારા માટે બહુ પરિશ્રમ ઉઠાવ્યો! કયા શબ્દોમાં તમારો આભાર માનું?' પોતાનું મકાન આવતાં શ્રીપતરાવથી છૂટી પડતી માલતીએ નયનો નચાવતાં કહ્યુંઃ

'કેમ આજે ઘેર નથી આવવું?'

'નહિ, વસ્ત્રો બદલીને હું ત્યાંજ ચહા બનાવી લઈશ. તમે પણ વસ્ત્રો બદલીને આવશો?'

'અરે વાહ! તમારું આમંત્રણ તે પાછું ઠેલાય?' હસીને શ્રીપતરાવે જવાબ દીધો અને બંને જૂદા પડ્યા

એ સાંજે શ્રીપતરાવ અને માલતીએ સાથે બેસીને કલાકો સુધી આનંદ કર્યો.

'તમને નથી લાગતું કે આ જીવન સાવ નિરસ છે. યમુના બહેન બિચારા અઢારમી સદીના માણસઃ સંસારમાં રસિકતા કરતાં ઘરડપણું એમને વધુ પ્રિય છે એમ મને લાગે છે.' માલતીએ આખરે શ્રીપતરાવના મર્મસ્થાનને ઘા કરનારો પ્રશ્ન કર્યોઃ અને તેના વદન પર થઈ રહેલા ફેરફારો નિહાળી રહી.

'સાચું કહું, માલતી! આજ સુધી મને આ જીવનમાં અસંતોષ ન હતો, પણ તમારો પરિચય થયા પછી મને લાગે છે કે આ જીવન રસહિન છે, પણ હવે શું થાય?' હતાશ બનતા શ્રીપતરાવે જવાબ દીધો.

એ દિવસે તો એ વાત ત્યાંજ અધૂરી રહી. અને શ્રીપતરાવ ઘેર ગયા.

થોડા દિવસોથી શ્રીપતરાવ યમુનાની ભૂલો શોધી રહ્યા છે. વાતવાતમાં યમુના સાથે ઝઘડો કરે છે.

યમુનાને આશ્ચર્ય થયું. લગ્ન જીવનના આટલા વર્ષોમાં જે વ્યવહાર જોયો ન હતો એ વ્યવહાર અત્યારે થતો જોઈને એને દુઃખ થયું.

કિન્તુ એના મૂળ શોધવાની યમુનામાં શક્તિ નહોતી.

સીનેમાગૃહમાં માલતી અને શ્રીપતરાવે પરસ્પરના જીવનની ગુંચ ઉકેલી નાંખી. શ્રીપતરાવને જીવનમાં રસિકતા જોઈતી હતી. માલતીને એકલવાયા જીવનના સ્થાને સહવાસ જોઈતો હતો.

'પણ તમારા જીવનમાં હું ખડકતો નહિ બનું ને?' પોતાના અંતરમાં શંકા હતી. શ્રીપતરાવે એ શંકા માલતી સમક્ષ વ્યક્ત કરી.

'તમે ખડક બનો તો પણ શું?' હસીને શ્રીપતરાવ પ્રત્યે મમત્વ બતાવતી માલતીએ કહ્યુંઃ 'તમે એટલું યાદ રાખજો કે માલતી નદી છે, અને નદીનો પ્રવાહ ખડક રોકી શકે ખરો?'

સીનેમાગૃહમાં જ્યારે બન્નેએ પ્રવેશ કર્યો હતો ત્યારે બન્ને પરાયા હતા; પણ બહાર નીકળ્યા ત્યારે બંન્ને આપ્તજન બની ચૂકયા હતા.

આખરે બન્નેએ લગ્ન કરવાનો નિશ્ચય કર્યો. માલતી શાળામાંથી છૂટી થઈને ચાલી ગઈ. એકાએક માલતીની વિદાયથી યમુનાને આઘાત થયો, પણ માલતીએ વિદાય લેતાં કહ્યું હતુંઃ 'યમુના બ્હેન, સંસાર અનુભવવાની ઉત્કંઠા હવે પ્રબળ જાગી છે. હું શોધતી હતી એવો પુરુષ મને મળી ગયો છે. હું લગ્ન જીવનમાં જોડાઈ જવા જાઉં છું. જતાં જતાં તમારા આશીર્વાદ માંગુ તો? તમને આઘાત લાગે તો માફ કરશો ને?'

યમુના આ સાંભળીને હસી ઊઠી. માલતી લગ્ન કરે અને નવજીવન પ્રાપ્ત કરવા પોતાથી અળગી થાય એથી એને આઘાત

થવાનું કાંઈ કારણુ ન હતું. બાલ્યવયથી ઉછેરીને પુખ્ત વય સુધી પોતાની સાથે રહેલી; પોતાના સંસ્કાર અને શિક્ષણથી પોષાયેલી પોતાની પુત્રીને વિદાય દેતાં માતાના અંતરમાં આઘાત–પ્રત્યાઘાતને ઓટ આવે છે તેને દબાવી માલતીને હસતે ચહેરે લગ્ન કરવા વિદાય દેતાં યમુનાને આઘાત થયો.

‘તમે સુખી થાવ, અને તમારું જોડું અમર તપો!’ સ્વાભાવિક રીતે જ ગળગળા કંઠે યમુનાથી બોલાઇ જવાયું.

માલતી ગઈ, યમુના માલતીને સંભાળી પડોશીઓ સમક્ષ માલતીની પ્રસંશા કરતી. શ્રીમતિ અને બીજા બાળકો માલતી માસીને યાદ કરતા હતા.

માલતીને વિદાય થયાને એક અઠવાડીઉં પૂરું થયું. એક દિવસ શ્રીપતરાવે યમુનાને કહ્યું: ‘યમુના મારે ઑફિસના કામે આઠદશ દિવસ મુંબાઈ જવાનું છે. કદાચ આજ રાત્રે જ ઉપડીશ!’

‘ઑફિસના કામે?’ યમુનાએ શંકા વ્યક્ત કરી. કોઈ દિવસ ઑફિસના કામે શ્રીપતરાવને પરગામ જવાનું થયું જ નહોતું, એટલે આજે જ્યારે શ્રીપતરાવે એ વાત કરી ત્યારે તેને આશ્ચર્ય થાય એ સ્વાભાવિક હતું.

‘હા, કેમ આશ્ચર્ય થાય છે? નોકરી કરવી હોય તો જ્યાં મોકલે ત્યાં અને જ્યાં ચીંધે ત્યાં જવું જ પડે ને?’

યમુના પાસે એનો કોઈ પ્રત્યુત્તર ન હતો.

આખો દિવસ શ્રીપતરાવે તૈયારીમાં પૂરો કર્યો. રાત્રે મુંબાઈ જવા વિદાય થયો. ભોળી યમુનાને છેહ દઈને શ્રીપતરાવ માલતી સાથે લગ્ન ગ્રંથિએ ગુંથાવાને ચાલી નીકળ્યો.

શ્રીપતરાવને ગયે ચાર દિવસ થયા ત્યાં ટપાલીએ શ્રીમતિના હાથમાં પત્ર મૂકયો. કવર પરના અક્ષરો પરિચિત હતા.

'માલતી માસીનો પત્ર આવ્યો છે!' શ્રીમતિએ સિરનામા પરના અક્ષરો ઓળખીને બૂમ મારી. જોતજોતામાં યમુના આવી પહોંચી.

પત્ર તો માલતીનો જ હતો. પોતાના લગ્નની એ પત્રમાં ખબર આપવામાં આવી હતી. પત્ર પૂરો વાંચ્યો ત્યારે યમુનાને ચક્કર આવી ગયા અને જમીન પર બેસી ગઈ.

'શું થયું?' શ્રીમતિએ યમુનાને ઉદાસ જોઈ પૂછ્યું.

'બેટા!' યમુનાની આંખોમાં આંસુ હતા.

શ્રીમતિ કાંઈ સમજી નહિ. માલતીના પત્રમાં એવું તે શું હતું એ જાણવાની એને ઉત્કંઠા થઈ. તેણે પત્ર લઈ વાંચવા માંડ્યો.

એ પત્રમાં પોતાના લગ્નના સમાચાર આપતાં માલતીએ લખ્યું હતું:–'પણ તમે મારા પતિનું નામ જાણવાને અધીર થયા હશો ખરું! તમને મારા પતિ વિષે પૂરો પરિચય છે જ. છતાં તમે મારા પતિ તરીકે તેમને પિછાનો એટલા માટે હું તેમનું નામ આપું છું. એમનું નામ છે શ્રીપતરાવ. મેં તો આ માટે તમારી પહેલેથી જ ક્ષમા માંગી છે.'

શ્રીમતિને માતા પર અને કુટુંબ પર તૂટી પડેલી આફતનું ભાન થયું. શ્રીમતિનું અંતર ધવાયું. માતા અને દીકરી પરસ્પર રડતાં જ રહ્યાં. એમને એમ કલાકો વિતી ગયાં રડી રડીને આંખમાંથી આંસુ ખૂટયાં: દિવસ પૂરો થયો. રાત્રીના અંધારા પથરાયા. આંસુની વચ્ચે રાત્રી પણ પસાર થઈ, અને બીજા દિવસનું પ્રભાત પ્રગટયું.

આખા ગામમાં શ્રીપતરાવના નવા સંસારની વાત જાહેર થઈ. શ્રીપતરાવ અને માલતી વચ્ચેના પ્રથમ પરિચયથી માંડીને તેઓ કેવી રીતે લગ્ન કરવાને પલાયન થયા તેને લગતી જાતજાતની વાતો ગામના નાના મોટા સ્ત્રીબાળકો અને વૃદ્ધો સહુને મોંઢેથી સાચી–ખોટી સંભળાતી હતી.

કોઈ શ્રીપતરાવની કામાંધ વૃતિને તિરસ્કારતું. કોઈક માલતીને તિરસ્કારતું. એના મોહક વેશ-એની દેહ સજાવટ વિષે લોકો જેમ આવે તેમ વાતો કરવા લાગ્યા.

યમુના આ બધી વાતો સાંભળતી અને ખેદ પામતી. પતિની વિરુદ્ધ એક શબ્દ પણ પોતાના કાને આવે તેમ તે ઇચ્છતી ન હતી. છતાં કેટલીય વૃદ્ધાઓ, કેટલીય સમોવડીઓ અને એથીય આગળ વધીને ભત્રીજીઓ અને ભાણેજીઓ પણ યમુનાને આશ્વાસન આપવાને નામે એના દિલમાં જાણ્યે અજાણ્યે ઘા કરવા આવતાં અને ચાલ્યાં જતાં.

આખરે યમુનાની ધીરજનો અંત આવ્યો. શ્રીપતરાવનો આવો કારી ઘા તો એના અંતરમાં ઊંડું ઊંડું દર્દ જગાવી રહ્યો હતો પણ એ ઘા પર નીમક છાંટતા શુભેચ્છા વ્યક્ત કરવાને આવતાં સ્નેહી સંબંધીઓથી એ કંટાળી ગઈ હતી.

એક દિવસ આશ્વાસન આપતાં આપતાં શ્રીપતરાવ પર પસ્તાળ પાડવા લાગી ગયેલી એ વૃદ્ધાને યમુનાએ કહી દીધું: 'કૃપા કરીને તમે એમના વિષે અમંગળ શબ્દ ઉચ્ચારશો નહિ. એમણે ભૂલ કરી અને ભોગવવાનું મારે છે. મારા અંતઃકરણમાં એવી કાંઈ અમંગળ ભાવના નથી. તમે એવી ભાવના વ્યક્ત કરશો નહિ.'

અને ત્યારથી એને ત્યાં કોઈ આવતું જતું નહિ.

દિવસો ગયા. યમુનાના હૈયા પર પડેલો વેદનાનો પત્થર ધીમે ધીમે પીગળવા લાગ્યો. પોતાના બાળકોને પાંખમાં ઘાલીને એણે દુઃખના દિવસો વ્યતિત કરવા માંડ્યા.

હિન્દુ સમાજમાં પુરુષ દગાખોર થઈ શકે છે. વર્ષો સુધી જે પત્ની સંગે જીવન વ્યતિત કર્યું હોય, એ પત્ની અને બાળકોને દગો દઈને સ્વૈરવિહાર કરતાં પુરુષ અચકાતો નથી. જ્યારે સ્ત્રી હરેક સંજોગોમાં પુરુષને વફાદાર જ રહેતી આવી છે.

યમુના પણ એવી જ આર્ય નારી હતી. રોજ પ્રભાતે દેવસેવામાં

બેસીને પ્રભુ પાસે દયા ભર્યા મુખે એક જ યાચના કરતી: ‘ જ્યાં હો ત્યાં મારા નાથને કુશળ રાખજે પ્રભુ !’

રોજ સંધ્યા ટાણે તુલસીના કયારે દિપક મૂકીને યમુના પતિનું મંગલ વાંછતી હતી.

પરન્તુ શ્રીપતરાવ તો યમુનાને સાવ ભૂલી ગયો હતો. માલતી એના જીવનનું સર્વસ્વ બની ચૂકી હતી. એનું જીવન પ્રેમરંગે છલકાતું હતું. શ્રીપતરાવનો નવો સંસાર ઉલ્લાસ ભર્યો હતો.

‘યમુના ક્યારેય તમને સ્મરણે નથી ચઢતી એ શું ભલા ?’ એક દિવસ નમતી સંધ્યા સામે મીટ માંડી બેઠેલી માલતીએ શ્રીપતરાવને ગાલે ટાપલી મારતાં પ્રશ્ન કર્યો.

નમતી સંધ્યાના સુંવાળા કિરણો યમુનાના મુખ પર પડતાં તેનું મુખ કમળ અજબ રીતે ખીલી ઉઠ્યું.

‘યમુના !’ આશ્ચર્યથી શ્રીપતરાવે પ્રશ્ન કર્યો. અને જવાબ દીધો. ‘એને યાદ કરવાની શી જરૂર ભલા ? સ્વર્ગ પામ્યા પછી મૃત્યુ લોકની પરવા કોણ કરે ?’

માલતીના ચરણોમાં શ્રીપતરાવ સ્વર્ગીય સુખ જોઈ રહ્યો હતો. માલતીની દિનચર્યા એ ઝીણવટથી તપાસતો અને એકાંત મળતાં યમુનાની દિનચર્યા સાથે એ સરખામણી કરતો. એનો આત્મા કહેતો: માલતી જગતની પદ્મિની છે.

× × ×

દિવસો ગયા: આનંદના પૂર ઓસરતા ગયા. ઉલ્લાસના સીમાડા આવી ગયા. જે સૌરભ અને માધુરી પ્રથમ પગલે નવા સંસારમાં શ્રીપતરાવ અને માલતીને ભાસી હતી એ ઓસરતી જતી જણાઈ.

‘તમને નથી લાગતું કે આપણા જીવનને વધુ રસાળ બનાવવા માટે મારે પણ થોડુંક ઉપાર્જન કરવું જોઈએ ?’

'એટલે ?'

'તમે કહો તો હું શાળાની નોકરી મેળવી લઉં. તમારા મન પરનો બોજો પણ કંઈક હળવો થાય અને આપણને જોઈતાં નાણા મળી રહે!'

'શા માટે? તારા સુખને કારણે મારે થોડોક પરિશ્રમ વધુ ઉઠાવવો પડે તોય શું? તારા કોમળ દેહને આમ મહેનત કરાવીને મારે દુ:ખ નથી આપવું!' પ્રેમથી છલકાતા અંતરમાંથી શ્રીપતરાવના શબ્દો સરી પડતા હતા. 'દુ:ખની પરવા તમે શા માટે કરો છો? આપણે સમાન ભાગીદાર છીએ અને જવાબદારીઓ આપણે સમાન ભાગે વ્હેંચી લેવી જોઈએ.'

'સમાન જવાબદારી?' હસીને શ્રીપતરાવે બારી નજીક ઊભેલી માલતીના બંને હાથ પકડી, પોતાની પાસે ખેંચી, ઝૂલે ઝૂલાવતાં કહ્યું: 'સ્ત્રી અને પુરુષ વચ્ચે સમાન ભાગીદારી શી? સ્નેહ બલિદાન માંગે છે. સ્ત્રીના મધુરા હાસ્યમાં, એના પ્રેમરંગે રંગાયેલા નેત્રોમાં જ પુરુષનું સુખ છૂપાયેલું છે. એનું મધુરું હાસ્ય અખંડિત રાખવાને પુરુષે વધુમાં વધુ પુરુષાર્થ કરવો જોઈએ. એનો એ આનંદ છે!' માલતીના મસ્તકને પોતાના ખોળામાં મૂકી એના કેશ-કલાપ સંગે અંગુલિની રમત કરતાં કરતાં શ્રીપતરાવે જવાબ દીધો.

પરંતુ માલતીને એ રુચતું ન હતું. શ્રીપતરાવની આવક પર જીવવામાં એને હીણપત લાગતું હતું. પુરુષ ધન ઉત્પાદન કરે છે માટે જ તે સ્ત્રીને ગુલામ રાખે છે, એથી જો શ્રીપતરાવની ગુલામડી બનીને જીવન વ્યતિત ન કરવું હોય તો તેણે ધન ઉપાર્જન કરવું જ જોઈએ.

થોડા દિવસો ગયા અને માલતીએ એક શાળામાં શિક્ષિકાની નોકરી સ્વીકારી લીધી. શ્રીપતરાવને એ રૂચ્યું નહિ પણ માલતીના

કાર્યમાં અંતરાય રૂપ થવાની તેની ઇચ્છા ન હતી. હસીને તેણે માલતીના પગલાંને સ્વીકારી લીધું. પરન્તુ એના દિલમાં પ્રશ્ન ઊઠયોઃ 'પત્નીનું સ્થાન ક્યાં ?' એના અંતરમાં પહેલી જ વાર એ પ્રશ્ન જાગ્યો. યમુનાએ એને બતાવ્યું હતું કે પત્નીનું સ્થાન ઘરની દિવાલો વચ્ચે છે. પત્ની એ દિવાલો વચ્ચે નવી સૃષ્ટિનું સર્જન કરે છે. એ સૃષ્ટિ પુરુષના દિવસ ભરનો થાક ભૂલાવી દે છે. એનો રંજ નાશ પામે છે. ખીલતા ગુલ સમુ એ ગૃહ-મંદિરીયું આરામ અને શાંતિનું પરમ ધામ બનાવે છે.

પણ જો પત્ની ઘરની દિવાલો છોડીને બહારની વિશાળ દુનિયા પર મીટ માંડે, ઘરનો ઉંબર છોડીને બહારની દુનિયા પર એ પગલાં માંડે તો, એ ખોવાઈ જવાની.

એ વિચાર રોજ રોજ વેગ પકડતો ગયો. અને એક દિવસ તો એણે ધાર્યું હતું એવું જ પરિણામ આવ્યું.

રાતના આઠ વાગ્યા છતાં માલતી ઘેર આવી ન હતી. શ્રીપત-રાવ ચિંતાતુર વદને બારી આગળ બેસી રહ્યો હતો. રાત જામતી જતી હતી. બહાર દીપમાળાઓ ઝળહળતી હતી.

'ક્યાં શોધવી ? કોને ત્યાં તપાસ કરવી ?' મનમાં ને મનમાં એણે વિચાર્યું. પણ કોઈ સ્થળ એની નજર સમક્ષ ખડું થયું નહિ.

દશ વાગ્યા. માલતી આવી પહોંચી. આજે એના વદન પર રોજની ખુશાલી ન હતી. અતિ પરિશ્રમિત થઈ હોય એમ એણે આવતાંની સાથે જ પલંગમાં પડતું મૂક્યું.

માલતીને દૂરથી જોઈને ક્રોધીત થયેલા શ્રીપતરાવના ક્રોધની માત્રા ઓછી થઈ. થોડીકવાર આરામ ખુરશીમાં એ બેસી રહ્યો. માલતી વિષે એના દિલમાં જાતજાતના પ્રશ્નો ઊઠયા હતા.

'આજ તો બહુ જ થાક લાગ્યો છે. માથું ભમે છે. જાણે તાવ

આવશે એમ લાગે છે!' નિરવ શાંતિનો ભંગ કરતાં માલતીએ દયાર્દ્ર સ્વરે, શ્રીપતરાવ સામે મીંટ માંડતાં કહ્યું.

શ્રીપતરાવનો રહ્યો સહ્યો ક્રોધ ઉતરી ગયો. માલતીના પલંગ પર બેસીને એના કપોળ પ્રદેશ પર હાથ ફેરવતાં ફેરવતાં કહ્યું: 'અત્યાર સુધી ક્યાં હતી? મારો તો વિચાર કર!'

'તમારા વિચારની વાત કરો છો, પણ મારી વાત તો પૂછતા જ નથી. કેવા સ્વાર્થ લોલુપ છો?' માલતી ગુસ્સે થઈ. જાણે એને એકાદ ચિનગારીની જરૂર હતી. અને એ પડતાં તરત જ ભડકો થયો.

'સ્વાર્થની વાત નથી, પણ તને ક્યાં શોધવી? શાળા બંધ થયા પછી રાતના દશ વાગે તું ઘેર આવે અને મને કોઈ ચિંતા જ ન થાય એમ તું માને છે?' શ્રીપતરાવે પોતાની ચિંતા વિષે સ્પષ્ટતા કરી.

'પણ તમે ઘરની બહાર શોધ કરવા નીકળ્યા હતાં?

'ક્યાં નીકળું?'

'એ તો સારું થયું કે પ્રૉફેસર ઈન્દુલાલ મળી ગયા અને મને પોતાને ત્યાં લઈ ગયા. નહિ તો રસ્તામાં જ હું મરી જાતને!' માલતીની આંખમાં આંસુ હતા.

'શું થયું હતું?' માલતીના આંસુએ ઘાયલ થયેલા શ્રીપતરાવે વિનમ્ર બનીને પસ્તાવો વ્યક્ત કરતો હોય એમ બોલ્યો.

'શાળામાંથી નીકળતાં જ હું બેભાન થઈ ગઈ. સદ્ભાગ્યે પ્રૉફેસર ઈન્દુલાલ ત્યાંથી જતા હતા, તેઓ મને પોતાને ત્યાં લઈ ગયા અને આરામ થયા પછી મૂકી ગયા. કેવા ભલા? એ તો મને કહેતા હતા કે તમે સંપૂર્ણ આરામ થાય પછી સવારે જજો, પણ તમને ચિંતા થાય માટે હું ઉતાવળી આવી.' માલતીએ પોતાના વિલંબને લગતું જૂઠું રામાયણ કહી સંભળાવ્યું.

હવે શ્રીપતરાવને કાંઈજ કહેવાનું ન હતું. માલતીની સાથે એને પણ પ્રૉફેસર ઈન્દુલાલની પ્રશંસામાં સામેલ થવું પડ્યું.

એ પછી તો માલતીનો મોડા ઘેર આવવાનો રોજનો નિયમ થઈ ગયો. કોઈ દિવસ ટેનીસ ટુર્નામેન્ટનું નામ દેતી, તો કોઈ દિવસ પ્રૉફેસર ઈન્દુલાલ સાથે સીનેમામાં જતાં મોડું થયાનું કહેતી.

શ્રીપતરાવ સમજતો હતો. પણ એ દિલમાં ઊઠતી આગને દિલમાં જ સમાવી દેતો.

હવે તો સ્પષ્ટ રીતે માલતી કહેતી: 'હું કાંઈ તમારી ગુલામડી નથી!'

એક વખત તો આગળ વધીને માલતીએ શ્રીપતરાવને સંભળાવી દીધું: 'તમારી સાથે લગ્ન કરવામાં મેં ઉતાવળ કરી છે, એમ હવે મને સમજાય છે. મારે તો જીવનમાં ઉલ્લાસ પ્રેરે, સંસારને રસથી છલકતો બનાવે એવો રસિક પુરુષ જોઈતો હતો. તમારી પસંદગી કરવામાં હું નિષ્ફળ નીવડી છું.'

'તો આપણે જુદા પડવું જોઈએ.' પોતાના પુરુષત્વને પડકારવા તૈયાર થયેલી માલતીને શ્રીપતરાવે આખરી શબ્દો સંભળાવી દીધા.

'વખત આવે થઈ રહેશે!' માલતીએ દાદરના પગથિયા ઉતરતાં ઉતરતાં જવાબ આપ્યો.

માલતી અને શ્રીપતરાવ વચ્ચેની સ્નેહગાંઠના તાર ધીમા ધીમા તૂટતા જતાં હતાં. પ્રેમના પૂર ઓસરી ગયા હતા. સ્નેહજીવનનો ઉષ:કાળ આથમી ગયો હતો. અંધારામાં બંને અટવાતા હતાં.

માલતીનું આકર્ષણ પ્રૉફેસર ઈન્દુલાલ થઈ પડ્યો હતો. ઈન્દુલાલનું વાક્ચાતુર્ય, એની દલીલો અને લગ્ન વિષેનું એનું જ્ઞાન માલતીને નવી પાંખો આપતું હતું.

[૩]

'લગ્ન વિષેના મારા વિચારો તો સાવ સમાજવાદી છે. લગ્નને હું બંધન માનતો નથી, લગ્ન એ પ્રભુતાને પામવાનું કાંઈ પગથિયું છે, એમ પણ હું માનતો નથી.'

'ત્યારે તમે શું માનો છો?'

'લગ્ન એટલે બે મિત્રો–સ્ત્રીપુરુષની પરમ મિત્રતા. જેમાં બંને સ્વતંત્ર હોય, આઝાદ હોય, કિન્તુ એમની વચ્ચેની મિત્રતાની ગાંઠ મજબૂત હોય!'

'સુંદર વિચાર છે!' માલતી પ્રૉફેસર પર વારી વારી જતી હોય એમ બોલતી હતી.

'સુંદર શું? તદ્દન વ્યવહારૂ વાત છે. પણ આપણા સમાજમાં આ વિચારોની કોણ કદર કરે છે? વૃદ્ધોને તો એમની દલાલીથી ગોઠવાયેલા લગ્ન મંજુર છે, અને યુવાનો અને યુવતિઓને સ્નેહલગ્ન જોઈએ છીએ. એ બંને લગ્નો વચ્ચે કોઈ જાતનો તફાવત હોય એમ મને તો લાગતું નથી. બંને લગ્નોમાં બંધન તો છે જ ને! હું એ બંધનનો વિરોધ કરું છું?' પ્રૉફેસર પોતાની વિચારણાને દલીલોના જોરથી વધુ મજબૂત બનાવવા મથી રહ્યો હતો.

'તો પછી ભાવિ સંતતિનું શું?' માલતીએ શંકા ઊઠાવી. એની શંકા યથાસ્થાને હતી. એમ પ્રૉફેસરને પણ સ્વીકારવું પડ્યું.

એના ગાલ પર એક સ્નેહ ભરી ટાપલી મારતાં પ્રૉફેસરે કહ્યું: 'કેવા બુદ્ધિશાળી છો તમે?'

માલતી પોતાની પ્રસંશાથી છલકાઈ ગઈ.

'તમે તો મારા ગુરુ છો ને?'

'કેટલીક વખત ગુરુ કરતાં શિષ્યા પણ વધે છે.'

'પણ તમે મારા પ્રશ્નનો જવાબ તો આપો?'

'હા ! તમે ભાવિ સંતતિની વાત તો કરી, પણ એ ભાવિ સંતતિની જવાબદારી તો એ બંને મિત્રોને શીરે હશે. એટલે એ સંતતિ એકલા પુરુષને કે એકલી સ્ત્રીને માટે બોજા રૂપ નહિ રહે. જ્યારે આજે તો સ્ત્રી અને પુરુષ વચ્ચે સ્પષ્ટ રીતે ભેદભાવ ઊભા છે.'

'તદ્દન સાચી વાત !' માલતીએ અનુમોદન આપ્યું.

સંધ્યા રાણી સપ્તરંગી સાળુ પહેરીને આવતી ચંદ્રિકાને પૃથ્વી પર રમણ કરવાને નિમંત્રણ દેતી હતી. છેલ્લા સૂર્યકિરણો ક્યાંક ક્યાંક વિદાય થઈ રહ્યા હતાં. વનરાજીઓ વચ્ચે માલતી અને પ્રોફેસર કલાકો સુધી કુદરતની કળાને નિહાળતાં, અને લગ્નના ગૂઢ પ્રશ્નોની ચર્ચા કરતાં હતાં.

'હવે જઈશું માલતી?' દિવસોના સહવાસ પછી માલતીના અંતરમાં છૂપાયેલા પ્રેમને પ્રૉફેસર જોઈ શક્યો હતો. અને તે વાણીમાં ઉતારતો હતો.

'શું કહ્યું?' માલતી સાવ અજાણ બનીને પૂછતી રહી. એને જાણે ફરી ફરીને એના શબ્દ સાંભળવા હતા.

એકાંત હતું. મધુરી ચાંદની પૃથ્વીના પગથીએ રમવાને ઉતરતી હતી. ચોમેર નિરવતા હતી. મંદ મંદ સમીર આવી રહ્યો હતો. બંને ઉન્માદી બન્યા. બંનેના અંતરમાં વહેતા સ્નેહઝરણાં સાગર તરફ ધસી રહ્યા હતા.

માલતીને પોતાની તરફ ખેંચીને, હૈયા સરસી દબાવતાં પ્રૉફેસરે કહ્યું: 'પ્રિયે !'

'પ્રિયતમ !' અને પ્રૉફેસરના સ્નેહબોલને ઝીલીને સામો પડઘો પાડતી માલતીએ પોતાના બંન્ને હસ્ત પ્રૉફેસરના કંઠે ભેળવ્યા. જાણે વૃક્ષને વિંટળાયેલી વેલડી.

એ રાત્રે માલતી પ્રૉફેસરના સ્નેહસાગરમાં સ્નાન કરતી રહી. લગ્ન વિષેના પ્રૉફેસરના વિચારો જાણે એના અંતરનો જ પડઘો હોય એમ એને લાગતું હતું.

આખરે માલતીએ પ્રોફેસરના હૈયામાં પ્રાપ્ત કરેલું સ્થાન, જગતની નજરે મેળવવાનો નિર્ણય કર્યો.

બે દિવસ પછી શ્રીપતરાવને માલતીનો એક પત્ર મળ્યો. એ પત્રમાં માલતીએ લખ્યું હતું:—

'**શ્રીપતરાવ,**

તમે એક વખત કહ્યું હતું કે આપણે જુદા પડવું જોઈએ. એ દિવસે મેં કોઈ નિશ્ચય કર્યો ન હતો. પણ જુદા પડવાની વેળાની હું રાહ જોતી હતી. એ વેળા હવે આવી ગઈ. મારો નિશ્ચય છે કે તમારી સાથે હવે હું સુખી થઈ શકું તેમ નથી. હું ઊંચે ઊંચે વિહરનારી, સ્વતંત્ર પંખિણી, તમારા પિંજરમાં કેમ પૂરાઈ મરું? તમે પૂછશો કે પહેલાં એવો કોઈ ખ્યાલ કેમ ન કર્યો? તમારો પ્રશ્ન સાચો છે, મને એનો આજે પસ્તાવો થાય છે. પણ એક ભૂલ કરી તેને વળગી રહીને જીવન પંથમાં કાંટા જ વેર્યા કરવા એ વધુ મૂર્ખતા નથી શું? જે ભૂલ સમજાઈ ત્યારથી તેને સુધારીને જીવન પંથમાં ગુલાબ વેરવા એ શું યોગ્ય નથી?

હું મારા જીવન પંથમાં ગુલાબની પાંદડીઓ વેરવા જાઉં છું. તમારાથી છૂટી પડીને પ્રૉફેસર ઈંદુલાલ સાથે લગ્નથી જોડાવા તૈયાર થઈ છું.

દુઃખ ન લગાડશો, હજી પણ યમુના બહેન તો તમારા પૂજનની રાહ જોતાં બેઠાં હશે. તમે ત્યાં જજો, અને તમારું સુખ પ્રાપ્ત કરજો.

**—માલતી.**'

શ્રીપતરાવના હૈયા પર કારમો ઘા કરતો એ પત્ર આખોય દિવસ એણે વારંવાર વાંચ્યો. એની આંખમાં ક્રોધના તણખા ઝરતા હતા. માલતીની તસ્વીરોને એણે ઊંચકીને ફગાવી દઈ પોતાનો ક્રોધ ઉતારવા માંડ્યો.

એની નજર સમક્ષ યમુનાનું ચિત્ર ખડું થયું. પતિના સદૈવ પૂજન કરતી, સદાકાળ પતિનું માંગલ્ય વાંછતી યમુના જાણે હજી પણ એને આવકાર આપવાને તૈયાર હતી.

આખરે એણે યમુનાને શરણે જવાનો નિર્ધાર કર્યો. 'પતિ કોઈ વખત પત્નીનો ત્યાગ કરી શકે છે. પણ હિંદુ નારી ત્યકતાની હાલત ભોગવતી ભોગવતી પણ પતિનું તો મંગલજ ઈચ્છે છે. અને પતિનો સત્કાર કરવાને એ સદાય ઉત્સુક હોય છે.'

નવા સંસારની ઝાળથી દાઝેલા શ્રીપતરાવને સત્કારતી યમુના મીઠા શબ્દો ઉચ્ચારતી હતી.

અને જાણે ખોવાયેલો આત્મા શ્રીપતરાવને યમુનાના સંસારમાંથી પ્રાપ્ત થયો હોય એવો સંતોષ થયો.

દિવસો ગયા: ફરીને યમુનાની સંસાર વાડી ખીલી ઊઠી. વર્ષો પછીથી પૃથ્વી જેમ નવપલ્લવિત બને છે તેમ યમુનાની સંસાર વાડી પર ઉતરેલી આફતની અવધ પૂરી થતાં ફરીને નવપલ્લવિત બની હતી.

ક્યારેક માલતીની વાત નીકળતી અને શ્રીપતરાવ લજ્જિત બનતો. પણ પછી તો યમુના એવી કોઈ વાણી ન ઉચ્ચારાય એની તકેદારી રાખતી હતી.

'યમુના, આપણે સહુ આ રજાઓમાં યાત્રાસ્થાને જઈએ તો?' પોતાના અંતરમાં ડંખતો ડંખ, યાત્રાસ્થાનમાં પવિત્ર બનીને, દૂર કરવાના શ્રીપતરાવના મનોરથ હતા, એ આકાંક્ષા એણે યમુના સમક્ષ વ્યકત કરી.

'ઠીક તમે સંભાળ્યું !' યમુના બોલી ઊઠી. મારી પણ યાત્રાએ જવાની બાધા છે. તમે પાછા ફરશો એવી આશાથી એ બાધા લીધી હતી. એ આશા પૂરી થઈ, હવે મારે એ બાધા પૂરી કરવી જોઈએ, યમુનાએ પોતાની વિસારેલી વાતને તાજી કરી.

અને આખુ કુટુંબ યાત્રા માટે રવાના થયું. કાશીવિશ્વનાથના દર્શન કરીને શ્રીપતરાવના મનનો બોજ હળવો થયો. યમુનાની બાધા પૂરી થતાં તે પ્રફુલ્લિત બની, અને બાળકોને યાત્રાસ્થાને મઝા પડી.

કેટલાક દિવસો તેઓ કાશીમાં જ રહ્યા. શ્રીપતરાવના દિલને ત્યાં શાન્તિ મળતી હતી.

દરમ્યાન એમની બાજુની ઓરડીમાં એક મૃત્યુની રાહ જોતી દર્દી બાઈ તરફ યમુનાની નજર પડી. એકલવાયી એ બાઈ પ્રત્યે યમુનાના અંતરમાં દયાભાવ જાગ્રત થયો.

એની ઓરડીમાં જઈને યમુનાએ જોયું તો એની પાસે કોઈ વસ્તુ ન હતી. માત્ર દરિદ્રતાનું દર્શન કરાવતી ખાટલા પર એ પોતાના દિવસો વ્યતિત કરતી હતી.

'બહેન!' યમુનાએ ધીમો સાદ કર્યો.

'કોણ છે?' આંખો મીંચીને જ દર્દીએ જવાબ આપ્યો.

'તમે એકલાં છો? તમારી સંભાળ લેનાર કોઈ નથી શું?'

'આ જગતમાં બધાં સ્વાર્થના સગાં છે, બહેન!' દર્દીએ આંખ ઊઘાડી. યમુના સામે થોડીક પળો મીટ માંડી અને ફરીથી આંખ મીંચી દીધી.

થોડીક પળ અચેત તે પડી રહ્યા પછી બોલી: 'તમારું નામ યમુના બહેન તો નહિ? તમે અહીં ક્યાંથી?'

'તમે મને ઓળખો છો?' પોતાનું નામ સાંભળીને યમુના આશ્ચર્યથી બોલી ઊઠી.

'હા! તમને મેં ઓળખ્યા, પણ તમે મને ક્યાંથી ઓળખો? ઓળખાણ આપવાની પણ ઈચ્છા થતી નથી!' એણે પાસું બદલ્યું.

યમુનાની મૂંઝવણનો પાર ન રહ્યો. પોતાને ઓળખે છે એવી પિડિત વ્યકિતને એકલી મૂકીને એનાથી જવાય પણ શી રીતે ?

પડખું ફેરવી સૂતેલી નારીની આંખમાંથી આંસુ વહી રહ્યા હતા, એના ડૂસકાં યમુના સાંભળતી હતી.

'તમે શા માટે રડો છો ? તમારું દુઃખ પ્રભુ દૂર કરશે !' યમુનાએ આશ્વાસન આપ્યું.

'દુઃખનો ભાર તો મને બોજા રુપ લાગતો જ નથી. બહેન, પણ આંસુ સારીને હું મારા હૈયા પર જે બોજ પડેલો છે તે હળવો કરી રહી છું.'

'એવું તે શું દુઃખ છે ? તમે મને પિછાણો છો તો પછી મને શા માટે કહેતા નથી ?' યમુનાનો આગ્રહ ચાલુ હતો.

'તમે માલતીને ઓળખો છો ? તમારી પડોશમાં રહેતી હતી અને જેણે તમારા જીવનમાં ખળભળાટ મૂક્યો હતો !'

આખરે માલતીએ પોતાનું ઓળખ આપ્યું: 'તમે–તું માલતી ! મારી બહેન !' હર્ષઘેલી બનેલી યમુના માલતીના ખાટલા પર બેસી ગઈ. એનું મસ્તક પોતાના ખોળામાં લીધું.

'તમારી ક્ષમા માગવા પૂરતી જ હું જીવતી રહી હોઉં એમ મને લાગે છે. બહેન ! મને માફ નહિ કરો !' આંસુનો ધોધ વહાવતી માલતી યમુના સામે બંને હસ્ત જોડીને ક્ષમા માગી રહી હતી.

'બહેન ! ગઈ ગુજરી ભૂલી જાવ !'

'શ્રીપતરાવ અહીં છે ?'

'હા ! અમે બધાં આવ્યા છીએ. પરમાત્માની કેવી દયા કે તમે પણ અહીં મળી ગયા ? આપણે હવે સાથે જ રહીશું !' યમુનાએ માલતીને પોતાનો નિશ્ચય જણાવ્યો.

'હું તો પાપી છું, અધમ છું, તમને બંનેને મેં દગો દીધો છે.'

'પાપ પ્રાયશ્ચિતની પાવક જ્વાળામાં ભસ્મીભૂત થાય છે. ભૂલ, સમજાઈ ત્યારથી તમે પાવન થયા!'

બંને વચ્ચે મૌન છવાયું, ત્યાં શ્રીપતરાવ યમુનાને શોધતો આવી પહોંચ્યો. યમુના ખાટલા ઉપરથી ઊભી થઈ.

'આ માલતી બહેન!'

'કોણ માલતી? અહીં ક્યાંથી?' માલતી પાસે જઈને ઊભા રહેતાં શ્રીપતરાવે પ્રશ્ન કર્યો 'માલતી?'

'હા માલતી? હિમશૃંગ પરથી કાદવમાં રગદોળાયેલી કલંકિની!' માલતીનું અંતર ઊભરાતું હતું.

'પ્રૉફેસર ક્યાં? તમારા સ્વૈરવિહારનું શું થયું?'

'એ નામ મને યાદ ન આપશો: એનો સ્વાર્થ પૂરો થયો. બોજ મારે માથે મૂકીને એ નાસી છૂટયો, અને હું એ બોજને હળવો કરવા અહીં આવી!'

માલતીની હાલત ગંભીર હતી. એવી હાલતમાં માલતીને મૂકીને આગળ જવા યમુના તૈયાર ન હતી. અને માલતી પણ એમની સાથે જવા ઇચ્છતી ન હતી.

'મૃત્યુની પળે તમે મારી સન્મુખ હો એ મારું પરમ સૌભાગ્ય છે. મને માફ કરો. આ પૂનિત ભોમમાં જ મારો દેહ પડવા દો!' માલતીનો એ આખરી નિર્ધાર હતો.

માલતી થોડા દિવસની મહેમાન હતી, એનો દીપક બઝાવાની તૈયારીમાં હતો, છેલ્લો ઝગહળાટ થઈ રહ્યો હતો. થોડીક પળો ગઈ અને માલતીનો પ્રાણ પંખેરૂ ઊડી ગયો.

શ્રીપતરાવના નવા સંસારનું અવશેષ પણ એની સાથેજ અદૃશ્ય થયું.

# વિભા

'વિભા !'

પ્રભાતના ગુલાબી કિરણો આંગણામાં રમતા હતા. ગુલાબી કિરણો સમી યૌવનભરી વિભા આંગણામાંના તુલસીક્યારાને જળ-સીંચન કરતી હતી. એના કર્ણે ધીમા સ્વરથી ઉચ્ચારાયેલા શબ્દો સંભળાયા અને તેણે પાછળ જોયું. થોડેક દૂર નયન સંકેત કરતો પ્રભાકર ઊભો હતો.

તુલસીને જળસીંચન કરવાનું પડતું મૂકીને વિભા ત્વરિત ગતિએ ત્યાં જઈ પહોંચી: 'પ્રભાકર ! હમણાં હું તળાવ પર જાઉં છું, ત્યાં આપણે મળશું."

વિભાના વદન પર ગભરાટ હતો. એના અંતરમાં ભયંકર તોફાન રમતું હતું.

પ્રભાકર ગયો, અને વિભા ફરીને તુલસીને પાણી પાવાના કામમાં ગુંથાઈ ગઈ.

તુલસીકયારાને પાણી પાયા પછી મસ્તક નમાવીને વિભા વરદાન માંગતી હતી.

'માતા! મારી મનોકામના સફળ કરો. પ્રભાકર સાથેના મારા સ્નેહથી તું પરિચિત છે મા! તારા આશીર્વાદ આપ, અમે સુખી થઈએ!'

પવનની મંદ મંદ લહરી આવી અને તુલસીના છોડની ડાળી વિભા તરફ વળી: વિભાના અંતરમાં હરખ થયો. તુલસી માતાના આશીર્વાદ પ્રાપ્ત થયા પછી એને કોઈ શંકા ન રહી.

'વિભા! બહુવાર લાગી બ્હેન!' અંદરથી અવાજ આવ્યો. એ અવાજ એના વડીલ બંધુનો હતો.

'આવી મોટાભાઈ!' વિભાએ જવાબ દીધો, અને તરત જ મોટાભાઈના ખાટલા પાસે જઈને ઊભી રહી.

'ચાહ બનાવું કે પાણી ભરી આવું?' વિભાએ પ્રશ્ન કર્યો.

'ચાહ મારે હમણાં લેવી નથી, વિભા! તું તારે પાણી ભરી આવ.'

ગઈ રાતથી વિભાના મોટાભાઈને તાવ આવ્યો હતો. અત્યારે શરીરમાં તાવ ન હતો પણ બેચેની હજી દૂર થઈ ન હતી.

'કિશોર ક્યાં?'

'અહીંજ હશે. ઊઠીને છોકરા સાથે રમવામાં રોકાઈ ગયો છે!' વિભાએ જવાબ દીધો.

સુધીરે આંખ મીંચી દીધી, અને વિભા પાણીનું બેડું લઈને તળાવને રસ્તે ચાલી:

તળાવની પાળે પ્રભાકર વિભાની રાહ જોતો ઊભો હતો:

'ખૂબ રાહ જોવડાવી, વિભા!' વિભાનો પાલવ પકડતાં પ્રભાકરે કહ્યું.

'સુધીરભાઈને તાવ આવ્યો છે.' વિભાએ ટૂંકમાં જ જવાબ આપ્યો.

'પણ અહીં તળાવની પાળે કોઈનો પ્રાણ જાય એની તો પરવા જ ન નહિ, એમને?'

'પ્રાણ ક્યાંથી જાય? અધિરાઈ પછી તૃપ્તિનો આનંદ તો મળવાનો જ છે ને!'

'હવે તેં શો વિચાર કર્યો વિભા?'

'શેનો?'

'જાણવા છતાં અજાણ બનવું એ સ્ત્રીઓને સ્વભાવથી વરેલી વાત હોય એમ લાગે છે?'

'વિચાર શો કરવાનો હતો? સ્નેહના બંધન એવા હોય છે કે એમાં જકડાઈ જવાનું પણ ઉલ્લાસભર્યું હોય છે. છતાં પણ વિચાર તો તમારે કરવાનો હશેને?'

'મારે?' પોતાને જાણે કશું જ વિચારવાનું નથી એવા નિશ્ચિતભાવે વિભાને પ્રશ્નો કરતાં પ્રભાકરને જ્યારે વિભાએ પ્રશ્ન કર્યો ત્યારે એની આંખો ચમકી ઊઠી.

'હા, તમારે! મારા જેવી સામાન્ય ઘરની છોકરીને, તમારા મોટા ઘરમાં ક્યાંય વિસારે તો નહિ મૂકો ને?'

'વિભા! હજી તને મારા વિષે શંકા છે?'

'પુરુષ જાતને માટે શંકા હંમેશા જ રહે છે.'

'મારી વિભા!' દૂર ઊભેલી વિભાને પોતાની પાસે ખેંચતાં પ્રભાકરે ઉચ્ચાર્યું.

વિભા મૂંગી મૂંગી, પ્રભાકરની ખેંચી ખેંચાતી જ રહી. એના દિલમાં ઉલ્લાસનો મોરલો થનગનતો હતો. એની હૃદય તંત્રીઓ નાચી ઊઠી.

ત્યાં કિશોરનો અવાજ એના કર્ણે પડ્યો. અને વિહ્વળ બનતી વિભા પ્રભાકરના પાશમાંથી છૂટી. પાણીભર્યા બેડે રાજમાર્ગ પર આવી પહોંચી. કિશોર એને શોધતો હતો.

'વિભા બહેન! મોટાભાઈ ક્યારના બૂમો મારે છે. તળાવમાં

કોઈ મગરે તો તને પકડી ન હતી ને ?' કિશોરના એ પ્રશ્નમાં નરી બાલસતા હતી.

'મોડું થયું ખરું ?'

'તને શું લાગે છે ?'

'જરા એકું સાફ કરવાનું હતું એટલે મોડું થયું. પણ મોટાભાઈને કેમ છે હવે ?' વિભાએ વાતને વળાંક આપવાના હેતુથી પ્રશ્ન કર્યો.

'ચાહને માટે મોટાભાઈ બૂમ મારે છે. મને કાંઈ સ્ટવ સળગાવતાં ઓછો જ આવડે છે ?'

'નહિ તો ?'

'નહિ તો તને અહીં સુધી બોલાવવા આવ્યો તેના બદલે ચાહ જ ન મૂકત. અમે પી જાત અને તારે કપ રકાબી ધોવાના રહેત !' કિશોર હસતો હતો.'

તરત ચાહ બનાવીને વિભાએ સુધીર સમક્ષ મૂકી. સુધીર વિભાને જોઈ રહ્યો.

એણે વિભાના દેહ પર આછી દૃષ્ટિ નાંખી. આજે પહેલી જ વાર વિભાને બરાબર નિરખવાનો એને વિચાર સૂઝયો હતો.

વિભા જ્યારે બાળા હતી. અને ગુલાબની ઊઘડતી કળી શી મનોહર હતી, ત્યારે સુધીર એને રોજ લાડ લડાવતો : આંગણામાં પગ મૂકતો અને વિભા દોડીને મોટાભાઈને વળગી પડતી.

સુધીરને વિભા પ્રત્યે ખૂબ સ્નેહ હતો; કિશોર અને વિભા બંનેના લાલન પાલન પાછળ તે અતિશય કાળજી રાખતો હતો.

આજે એને પહેલી જ વાર, વિભાના અંગચાપલ્યમાં યુવાની દેખાઈ. દિલમાં ચિંતા ઊદ્‌ભવી. વિભા હવે તો મુગ્ધા બની હતી.

સુધીરની દૃષ્ટિ સમક્ષ ભૂતકાળ ખડો થયો : થોડા વર્ષો પહેલાં જ

મૃત્યુની પ્રતિક્ષા કરતી માતાએ પોતાની પાસેથી એવું વચન લીધું હતું કે વિભાને સુખી કરવા એ પોતાનાથી બનતું બધું જ કરશે.

મૃત્યુની સોડમાં લુપ્ત થતી માતાની એ અંતિમ ઈચ્છા અત્યારે એની સમક્ષ જવાબ માંગતી ઊભી હતી: જાણે સ્વર્ગમાંથી મૃત માતાનો અવાજ આવતો હતો: 'બેટા! મારી વિભાને કરમાવા દેતો નહિ. એના સુખમાં જ તારૂં સુખ જોજે!'

ને સુધીરની આંખોમાંથી અશ્રુ બિન્દુ અજાણતાં પણ ડોકિયાં કરવા લાગ્યાં.

'મોટાભાઈ!' સામે ઊભેલી વિભાએ અવાજ દીધો: 'ચાહ ઠરી ગઈ, ફરીથી બનાવી લાવું?'

સુધીર હવે સજાગ બન્યો. એણે જોયું તો એની ચાહ ઠરી ગઈ હતી.

'લાવો ફરીથી બનાવી દઉં?' વિભાએ પ્યાલો ઉઠાવ્યો અને તાજી ચાહ બનાવવા ગઈ.

ફરીથી થોડીજ વારમાં ચાહનો પ્યાલો આવ્યો. પણ વિચાર-તરંગે ચડેલા સુધીરને એની કશી જ ખબર ન હતી.

'મોટાભાઈ! ફરીથી પણ ચાહ ઠંડી થઈ જશે!' વિભાએ સુધીરનું ધ્યાન ખેંચ્યું. ત્યારે સુધીરે જોયું કે વિભા એને માટે ફરીથી ચાહ તૈયાર કરી લાવી છે.

ચાહનો પ્યાલો મોંએ અડાડતાં અને એમાંથી થોડાક ઘૂંટડા ગળા નીચે ઉતારતાં ઉતારતાં એની આંખો સમક્ષ ભૂતકાળ ખડો થતો હતો.

પિતાની છાંય ત્રણે બાળકોએ ક્યારે ગુમાવી હતી એની તો કોઈનેય ખબર પણ ન હતી. માતાના મુખેથી કોઈકવાર સાંભળ્યું હતું કે છેલ્લા મરકીના ભયંકર ઉલ્કાપાતમાં તેના પિતા ગુજરી ગયા હતા.

અને માતાએ એ કપરા દિવસોની હૃદયદ્રાવક વાત કરી હતી. એ બોલતાં બોલતાં માતા ચોધાર આંસુએ રડી હતીઃ એ દશ્ય અત્યારે પણ હુબહુ એની નજર સમક્ષ ખડું થયું હતું. માતાએ કહ્યું હતુંઃ બેટા ! તારા પિતા પાસે ધન નહતું. જાત મહેનત કરીને તેઓ ભરણ પોષણ કરતાં હતાં. મારી પાસે થોડાક દાગીના હતા, પણ એ દાગીનામાંથી થોડા તો તેમની પાછળ ખરચાઈ ગયા હતા. અને બાકી જે કાંઈ હતું એમાંથી આપણો જીવનનિર્વાહ કરવાનું મુશ્કેલ હતું. એ સ્થિતિમાં મારે ઘંટીનો આશરો લેવો પડ્યો. એ ઘંટીએ આપણને અત્યાર સુધી પાળ્યા છે.

માતાના હૈયામાં ભારેલા અગ્નિના થોડાક તણખા અત્યારે પણ સુધીરને દઝાડી રહ્યા હતા.

સુધીર અભ્યાસ કરી શક્યો નહિ. ઘંટીના પ્રતાપે માતાએ એને થોડું ઘણું જ્ઞાન અપાવ્યું હતું. અને પછી તો માતા જેમ જેમ વૃદ્ધ થતી ગઈ તેમ તેમ એને માથે કુટુંબની જવાબદારીઓ વધતી ગઈ.

'હવે બેટા, સુધીર ! તારે જ આ ઘર સંસારનો બોજ ઉપાડવો પડશે, મારો તો હવે કોઈ ભરોસો નથી. શું કરું ? તમારૂં મમત્વ મને ક્યારેક મૂંઝવી નાંખે છે. હવે તો આ બધું તું સંભાળી લે, એટલે મારા જીવને પણ શાંતિ થાય.' એણે પોતાના મનની ઈચ્છા વ્યકત કરી હતી.

સુધીરે પણ માતાનો બોજ હળવો કરવાનો નિશ્ચય કર્યો હતો. અને પુરુષાર્થની શરુઆત કરી હતી પુરુષાર્થ ક્યારેય નિષ્ફળ જતો નથી, એવી પ્રચલિત માન્યતામાં સુધીર શ્રદ્ધા ધરાવતો હતો. એ શ્રદ્ધા એને માટે તો સફળ પણ થઈ હતી.

કુટુંબની જવાબદારીનો એક ભાગ સુધીરને સોંપીને, નિવૃત થયેલી માતાએ, ધીમે ધીમે ઘરકામમાં અત્યાર સુધી મદદ કરી રહેલી વિભાને માથે કામની જવાબદારી મૂકી, અને પોતે પ્રભુ સ્મરણમાં જ આખો સમય વ્યતિત કરવા લાગી.

કિશોર અને વિભા પ્રત્યે હજી પણ માતાને કાંઈકિ મોહ હતો. અને સુધીરને રોજ એકની એક વાત કહેતી 'બેટા! કુંટુંબનો વડલો બનજે; તારી છાંય તળે કિશોર અને વિભા સુખી થાય તેની જવાબદારી અદા કરજે.'

'મા!' આખરે એક દિવસ સુધીરે જવાબ આપ્યો: હજી પણ તને મારા વિષે શંકા રહે છે? તારા ઘડતરમાં તને શંકા જન્મે છે?'

'શંકા શા માટે હોય? પરન્તુ માતાનું મમત્વ છૂટતું હશે બેટા? સુધીરનો ભરોસો નહિ કરું તો હું કોનો ભરોસો કરીશ?' માતાએ જવાબ દીધો.

શિયાળો ગયો. પ્રખર તાપથી ધરાને તપાવી નાંખતી ગ્રીષ્મ ગઈ અને કારમી યાતનાઓ સહન કરતી પૃથ્વીને અમી છાંટણે ભીંજવી જનારી વર્ષા પણ આવી અને ગઈ; બાર મહિનાની એક લાંબી મજલ પૂરી થઈ; અને સુધીરની માતાની માંદગી ધીમે ધીમે વધતી ગઈ.

હવે તો સુધીરની માતા છેલ્લા શ્વાસ લઈ રહી હતી. એની આંખોમાંથી નૂર ઉડી ગયું હતું. એના ગાલો પરની ચામડી લટકતી હતી. એનો દેહ જિર્ણ બની ગયો હતો.

વિભા, સુધીર અને કિશોર એની નજદિકમાં બેઠા હતા. ક્યારેક એ પોતાના બાળકો પર દૃષ્ટિપાત કરતી. એના અંતરમાં કોઈક આશા હોય એમ સમજાતું હતું.

'મા !' સુધીરે મરવા પડેલી માતાના કર્ણ નજીક જઈને અવાજ કર્યો.

'હજી પણ તારા મનમાં શું મૂંઝવણ છે ?' માની વાચા તૂટી ગઈ હતી. વર્ષો સુધી અવિરતપણે ઉચ્ચારણ કરતી વાચા એનો આત્મા દેહ છોડી જાય–તે પહેલાં જ એને છોડી ગઈ હતી.

પણ એના હૈયાની ગુંચ ઉકલી જાય તોજ એના અંતરને શાંતિ થાય તેમ હતું. એણે બળપૂર્વક વિભા તરફ નજર કરી. બોલવાનો પ્રયત્ન કર્યો પણ એ પ્રયત્ન નિષ્ફળ ગયો.

'વિભા !' સુધીરે વિભાને માતાની સમક્ષ બેસાડી અને માતાની અંતિમ ઇચ્છાને સંતુષ્ટ કરવા એણે કહ્યું: 'મા ! તારી વિભાનું સુખ મારા સુખ કરતાં હું અધિક ગણીશ: તારી વિભાને હસતી રાખવા હું મારું બનતું બધું કરીશ.'

ને જાણે આ શબ્દોની જ પ્રતિક્ષા કરતી હોય એમ માતાની આંખ સદાને માટે મીંચાઈ ગઈ. વર્ષો પહેલાં તેના વિદાય થયેલા પિતાની અંતિમ ઇચ્છા, સફળ થઈ કે નહિ એ તો સુધીર, વિભા કે કિશોર જાણતા, ન હતા. પણ માતાની જે ઇચ્છા હતી એનું જ્ઞાન તો તેઓને હતું જ.

રૂપેરી પડદા પર એક પછી એક બનાવોની હારમાળા જેમ રજૂ થાય છે, એવી જ રીતે ભૂતકાળના બનાવની આ હારમાળા સુધીરના નયનો સમક્ષ એક પછી એક પસાર થવા લાગી.

ગઈ રાતના એને તાવ આવ્યો હતો. પ્રભાતમાં એને તાવ પછીની અશક્તિ જણાતી હતી. પણ અત્યારે એના દેહમાં કોઈ અશક્તિ હોય એમ ભાસતું ન હતું. એનું મન વિચાર ચગડોળે ચડયું હતું. માતાને આપેલા વચનને પૂર્ણ કરવાનો અવસર પ્રાપ્ત થયો હતો: વિભાની જૂવાની તો ઝડપથી જાગી ઊઠી હતી.

કેટલીયવાર સુધી વિચાર તંદ્રામાં પડેલા શૂન્યમનસ્ક ભાઈને જોઈને વિભાના અંતરમાં ભયસંચાર થયો હતો. એ અંતરને જ પ્રશ્ન કરતીઃ 'શું પ્રભાકર સાથેના મારા પ્રેમની જાણ ભાઈને થઈ હશે ? કિશોરે તો નહિ કહ્યું હોય ?'

અંતરમાંથી જવાબ મળતોઃ 'સુધીરને એવું કાંઈ જાણવાનો અવકાશ છે ? અને કિશોરે ક્યારે તેને પ્રભાકર સાથે વાત કરતાં જોઈ હતી ?' છતાં એના આત્માને શાંતિ ન હતી.

'કિશોર !' એણે પોતાના નાનાભાઈ પાસેથી મળી શકે તે માહિતી મેળવવાના ઈરાદે બોલાવ્યો.

'કેમ બહેન ?'

'ભાઈને શું થયું છે ?'

'ગઈ રાતના તાવ આવ્યો હતો ને ? એટલે છાના માના પડ્યા હશે !' કિશોરે પોતાની બુદ્ધિને સૂઝ્યો એવો જવાબ દીધો.

'ના, ના, એવું નથી !' કિશોરના જવાબથી વિભાને સંતોષ થયો ન હતો. 'ભાઈ કાંઈક ઊંડા વિચારમાં છે !'

'ક્યા વિચારમાં હોય એ આપણને શી ખબર પડે બહેન !' કિશોરે નિર્દોષતા વ્યક્ત કરી.

પણ વિભાને તો કિશોર પાસેથી માહિતી મેળવવી હતી. પોતાને વિષે કોઈ વાત કિશોરે કહી તો નથી. ને એ જાણવું હતું. છતાં એ વિષે સીધો કોઈ પ્રશ્ન પૂછી શકતી ન હતી.

'તેં કાંઈ કહ્યું હોય તો ?' આખરે હિંમત એકઠી કરીને વિભાએ કહ્યું.

'મેં શું કહ્યું ! મારે શું કહેવાનું હોય ?'

'ચાલ મોટાભાઈને પૂછીએ.' વિભાના સવાલથી છેડાઈ પડેલો કિશોર મોટેથી બોલતો હતો.

કિશોર અને વિભા વચ્ચેના આ વાર્તાલાપે સુધીર જાગ્રત થયો.

'શું છે, કિશોર? વિભાને કેમ ચીડવે છે?' વિચાર તંદ્રામાંથી જાગ્રત થયેલા સુધીરે પ્રશ્ન કર્યો.

'મોટાભાઈ, વિભાને હું ચીડવતો નથી; તમે જાણ્યા વિના જ વિભા બહેનનો પક્ષ લો છો.'

કિશોરના જવાબે સુધીર હસી પડ્યો.: 'બહેન કહે છે કે મેં કાંઈક તમને ફરિયાદ કરી છે, એટલે તમે ચિંતાતુર રહો છો.' કિશોરે જવાબ દીધો.: 'પણ મેં તમને કશું કહ્યું છે?' અને પ્રશ્ન પણ કર્યો.

'શું કહેવાનું હતું?' સુધીરે પૂછ્યું:

'ત્યારે તમે ઉદાસ કેમ રહો છો?' વિભાએ વચ્ચે પૂછ્યું.

'સમય આવે છે ત્યારે ચિંતાનો બોજ અજાણતાં પણ માનવી પર આવી પડે છે, વિભા!'

'બોજ તો તમે ઉપાડતા જ આવ્યા છો, પણ ક્યારેય તમારા વદન પર આવી ચિંતાની ઘેરી છાયા મેં જોઈ નથી.' વિભાએ સ્પષ્ટતા કરી.

'એવો ખ્યાલ તારે ન કરવો જોઈએ, બ્હેન!' સુધીરે વાત પર પડદો પાડ્યો.

સુધીરને હવે વિભા વિષેની ચિંતા પજવતી જ રહી. વિભાને માટે યોગ્યસ્થળ શોધવાની આવશ્યકતા પણ હવે એને સમજાઈ.

'અરે, વિભા?'

'કેમ મોટાભાઈ?' પાસે ઊભેલી વિભાએ પ્રશ્ન કર્યો.

'તને કેટલાં વર્ષ થયાં?' વિભાના દેહ પર નજર નાંખતા સુધીરે પ્રશ્ન કર્યો: 'તું તો કાંઈ બહુ મોટી થઈ ગઈ ને?'

વિભાના ગાત્રો પર શરમના શેરડા પડ્યા. ઘરનો વડિલ જ્યારે એમ કહે કે તું બહુ મોટી થઈ ગઈ ત્યારે, એના આશ્ચર્યની સીમા જ ક્યાં હોય?

વિભા શરમાઈને ચાલી ગઈ: અને સુધીરની વિચારમાળાના મણકા ફરવા લાગ્યા. એણે પોતાની આસપાસ નજર નાંખી પણ પોતાની મૂંઝવણ ટાળે એવું કોઈ આપ્તજન એની પાસે ઊભું નહતું, અને એની પાસે સાધન પણ શું હતું? પોતાના ઘરની સ્થિતિનો હાલ તો સુધીર જાણતો હતો. માતા એ વારસામાં બે ભાઈ અને બહેનની પોતાને ભાળવણી સોંપી હતી: અને એની દેખરેખમાં જ પોતાની ટૂંકી કમાણી સમાપ્ત થઈ જતી હતી. પોતાના ઉપભોગનો કે પોતાની સગવડનો એણે વિભા કે કિશોરની સગવડ આડે ક્યારેય વિચાર કર્યો પણ ન હતો.

પિતાનું એક મકાન હતું, પણ એય જર્જરિત હતું. છેલ્લી અવસ્થાના આરે આવેલા કોઈ માનવી સરખું એ ખંડેર સમું ઊભું હતું. એની છાંય તળે ત્રણે ભાંડુઓ આશરો લેતા હતા. એ મકાનને જો વેચી દેવામાં આવે તો, થોડાક નાંણા આવે, અને તેમાંથી વિભાના સુખી સંસારની રચના થઈ શકે ખરી!

સુધીરને આ કલ્પનાના બળે આશા મળી. વિભાના લગ્નના પ્રશ્ન પૂરતી મૂંઝવણ તો ટળી જાશે એમ એ માનતો હતો.

[ ૨ ]

પ્રભાકર અને વિભા પરસ્પર એટલા તો નજીક આવી ગયા હતાં કે એક બીજા વિના બંન્નેને ચેન પડતું ન હતું.

વિભાના અંતરમાં પ્રભાકરે સ્થાન મેળવ્યું હતું અને વિભા

એનું પૂજન કરતી હતી : પ્રભાકર પણ વિભાને મેળવવામાં જ સિદ્ધિ સમજતો હતો. સ્વપ્ના રચતો, તરંગે ખેલતો અને વિભાની પ્રતિમા સમક્ષ, એકાંત અનેક વાતો કરતો.

'વિભા! જીવનની સુરેખ પાંદડી બનીને મારા માર્ગમાં પુષ્પો નહિ પાથરે? તારી પ્રેરણા વિના હું જીવી શકવાનો હતો શું? પ્રેરણામૂર્તિ બનીને જો તું મારો હસ્ત નહિ ગ્રહે, મારા જીવનમાં ચેતન નહિ રેડે તો, મારું જીવન મરુભૂમિ શું શુષ્ક બની જશે. જીવતાં છતાં હું મરેલો જ હઈશ. આશાઓની ભાંગી ગયેલી ઇમારતના ખંડેરોમાં આથડતા માનવીના જીવનની શી કિંમત હોય?'

વિભાની તસ્વીરને, પ્રભાકર પૂછતો હતો. તસ્વીર હસતી હતી. જાણે પ્રભાકરના વિચારોનો ઉપહાસ કરતી હતી. તસ્વીરમાંની વિભા પાસેથી પ્રભાકર જવાબ માંગતો હતો: 'બસ હસ્યા જ કરવું છે ને?'

આખરે હતાશ બનીને પ્રભાકરે તસ્વીરમાંની વિભાના કપોલ પ્રદેશ પર હાથ ફેરવતાં પ્રશ્ન કર્યો:

'પ્રભાકર અને વિભા વચ્ચે સ્નેહના બંધન ન હોત તો. બંને વચ્ચેનું અંતર વિશાળ હતું. હૈયા હૈયાને પિછાની શક્યા ન હોત તો, પ્રભાકર અને વિભા–એક બીજા વચ્ચે કોઈ સમતુલા નહતી.

સમાજની દૃષ્ટિએ બંને વચ્ચેનું અંતર ઘણું વિશાળ હતું. પ્રભાકરના પિતા ગર્ભશ્રીમંત હતા. રહેવાને આલીશાન ઇમારત; ખાવાને પકવાન, પહેરવાને કિંમતી વસ્ત્રો અને વૈભવ માટેના સર્વ સાધનો સુલભ હતા. ધન હતું. અને ધનની જ જ્યાં છકમ છોળ હોય છે ત્યાં માન, અને મોભો પણ હોય છે.

લક્ષ્મી જ માનવીના સદ્‌ગુણની એકમાત્ર નિશાની છે એમ જગતના જે માનવીઓ સમજતા હતા એ માનવીઓ પ્રભાકરના પિતા મનોહરલાલની પ્રશંસા કરતા થાકતા નહિ.

મનોહરલાલની હવેલી, એ ભલે એમના કુટુંબને માટે જ ઉપભોગની હોય, પણ ગામના નાના મોટા સહુ કોઈ એથી ગર્વ ધરાવતા હતા.

પુરુષ વર્ગમાં જેટલું મનોહરલાલનું સ્થાન હતું એથી અધિક સ્ત્રી વર્ગમાં પ્રભાકરની માતા સુશીલાનું સ્થાન હતું.

મનોહરલાલના ધનનો ગર્વ જેટલો મનોહરલાલને નહતો એટલો સુશીલાને હતો. સુશીલા માનતી હતી કે સામાન્ય વર્ગની સ્ત્રીઓ સાથે બહુ વાત કરવી અથવા તો એમની સાથે સહિયરપણાં સાધવા એ એમના મોભ્ભાને હિણપત લેખાનારી વાત હતી.

એ સ્વભાવને કારણે તેઓ સ્ત્રી વર્ગ સાથે બહુ જ ઓછા ભળતા. અને તેઓના આંગણે પણ ભાગ્યે જ કોઈ આવતું જતું હતું. આમ છતાં ગામની સ્ત્રીઓ સુશીલાથી અંજાઈ જતી હતી.

'કેમ સુશીલાબેન?' રસ્તે કોઈ સ્ત્રી સુશીલાને સ્વભાવિક પ્રશ્ન કરતી તો તેનો જવાબ આપતાં પણ જાણે બહુ જ પરિશ્રમ પડતો હોય એવા ભારે અવાજથી જવાબ દેતી. 'સારું છે.'

અને સુશીલાની સીધી છાપ એમના પુત્રી લીલામાં ઊતરી હતી. લીલાને પણ ગામની કોઈ બાળા સાથે કશી જ નિસ્બત ન હતીઃ

સુશીલા અને લીલા એમ માનતા હતાઃ જેમની પાસે ધન નથી તેઓ પૃથ્વી પર જીવતાં છતાં કોઈ જાતના ઉપયોગી નથી.

એ સંજોગોમાં વિભા જેવી ગરીબ કન્યા પર પ્રભાકરની પસંદગી ઊતરે એ માતા અને પુત્રી બેમાંથી કોઈને ગમે તેમ ન હતું. ધનહિન કન્યા ઘરમાં આવે એ એમનું અને એમની સંપત્તિનું અપમાન કરવા જેવું નહિ તો બીજું શું કહેવાય?

લીલાએ તળાવની પાળે, વિભા સાથે પ્રણય ગોષ્ટી કરતાં પ્રભાકરને જોયો ત્યારથી એના અંગમાં જાળ લાગી હતી. એના દિલમાં

વિભા પ્રત્યે રોષ ભર્યો હતો. એકાદ વખત રોષ ઠાલવી નાંખવાની એની ઇચ્છા હતી, એ ઇચ્છાને અનુકૂળ એવી એક તક અચાનક મળી આવી.

રસ્તે જતાં વિભાને લીલાએ બોલાવીને કહી દીધું: ' કંગાલની દિકરી મોટા ઘરની ઇચ્છા રાખે છે એ ઠીક નથી. મોટા ઘરને પામવા માટે મોટા ઘેર જ જન્મવું જોઈતું હતું.'

મારો દોષ શો ? 'પ્રભાકર'...વિભા આ અચાનક થયેલા પ્રહારથી ચોંકી ઉઠી હતી.

' ચૂપ મર ! જોજે કાંઈ એવી વાત કરતી. પ્રભાકર ઇચ્છે તો પણ આ ઘરમાં તને લાવી શકે તેમ નથી. તું તારે ઝૂંપડીમાં જ બેસી જજે !' પોતાના ભાઈના નામને સંડોવાતું જોઈને અકળાયેલી લીલાએ વિભાને સલાહ આપી.

' મારે એવી કોઈ સલાહની જરૂર નથી, બ્હેન ! તમારા ધનની મારે જરૂર નથી. અને પ્રભાકર જો મારો તિરસ્કાર કરશે તો પણ હું તો તેના જ પૂજન કરીશ; સ્ત્રી જીવનમાં, એક જ પુરુષને પ્રતિક તરીકે સ્થાપે છે, અને મેં મારા પ્રતિકનું સ્થાન પ્રભાકરને સુપ્રત કર્યું છે !' વિભાએ પોતાનો નિશ્ચય વ્યક્ત કર્યો.

લીલાને વિભાના આ શબ્દો પોતાના અભિમાન પર ઘા કરતાં જણાયાં. વિભા જેવી એક કંગાલ બાળા લીલા જેવી ધન સંપન્ન બાળા સામે આવી રીતે બોલી શકે એ એમની તુમાખી સિવાય બીજું શું કહેવાય ?

લીલા પ્રભાકર સામે રોષ ભર્યા નેત્રે ઊભી રહી, નેત્રોથી એ જાણે પ્રભાકરને ઠપકો આપતી હતી.

પ્રભાકર મૌન રહ્યો. લીલા સામે જોઈ જ રહ્યો.

' તને કોઈ સારા ઘરની કન્યા ન મળી તે વિભા જેવી કંગાલ ઘરની બાળા પર પસંદગી ઊતારી !'

'વિભા!' પ્રભાકર બોલી ઊઠયોઃ 'લીલા! તારે એવી વાતોમાં માથું મારવાની કાંઈ જરુર નથી. તું તારૂં સંભાળ!'

'મારે નહિ તો માતાએ અને પિતાજીએ તો આ પ્રશ્નમાં માથું મારવું જ પડશેને! આ કાંઈ જેવી તેવી વાત છે. મોટાના ઘરની પ્રતિષ્ટા...' લીલાએ નસકોરાં ફુલાવતાં ફુલાવતાં મોટા ઘરની પ્રતિષ્ટા એને મન કેટલી કિંમતી છે એનો ખ્યાલ આપ્યો.

'પ્રતિષ્ઠાનો મને સંપૂર્ણ ખ્યાલ છે. મારી સંગિની કેવી જોઈએ તેનો વિચાર પણ મારે જ કરવાનો છે. વિભાને મેં જે સ્થાન સુપ્રત કર્યું છે, એ સ્થાન એને માટે ચોકસ રહેશે. પ્રભાકર એનો દ્રોહ નહિ કરે!'

'પ્રભાકર!' લીલા જોરથી બોલતી હતીઃ 'ભાનમાં છે કે નહિ? તું શું બોલે છે?'

'સંપૂર્ણ ભાનમાં છું. હું જે કાંઈ બોલું છું તેનો મને પૂરતો ખ્યાલ છે!'

લીલાએ જોયું કે પ્રભાકર પોતાના નિશ્ચયમાં મક્કમ છે. એને માટે માતા સમક્ષ આ વાત મૂક્યા સિવાય બીજો કોઈ માર્ગ ન હતો. કદાચ માતા કહે અને પ્રભાકર પોતાની મમત છોડે.

સુશીલાએ જ્યારે પ્રભાકર અને વિભાના સ્નેહની વાત જાણી ત્યારે સુશીલા પર જાણે આફત તૂટી પડી હોય એવી વેદના થઈ. પહેલાં તો એનું દિલ આવી કોઈ વાત માનવાને તૈયાર ન હતું. પ્રભાકર જેવો આજ્ઞાપાલક પુત્ર, આ જાતનું પગલું ભરવાને તૈયાર થાય એ વાત માનવાને તેનું દિલ ના પાડતું હતું.

પણ વિભા કઈ હિંમત પર આ જાતનું પગલું ભરવાને તૈયાર થઈ હશે? એને પોતાને પોતાની સ્થિતિનું કશું જ ભાન નથી? રસ્તામાં રખડતીને રાજમહેલની રાણી થવાના કોડ જાગે એ નવાઈની જ વાત છેને!

એ આખો દિવસ અને આખો રાત એને પ્રભાકર અને વિભાના જ વિચારોએ હેરાન પરેશાન કરી મૂકી. ઘડીકમાં એના અંતરમાંથી પ્રશ્ન ઊઠતોઃ ' સુધીરને કહી જોઉં ? '

પણ વળી એ વિચાર કરતી ' સુધીરને શા માટે કહેવા જવું ? પ્રભાકરતો મારો દિકરો છેને ! એને હું કયાં અટકાવી શકું તેમ નથી ? '

વિચારતી હતી અને ગુસ્સે થતી હતી; એના અંતરમાં અંગારા પ્રજવળતી હોય એવી ગરમી ધીખતી હતી.

સુશીલાને માટે એ પ્રશ્ન ગુસ્સો ઉત્પન્ન કરનારો તો હતો જ.

' બેટા ! પ્રભાકર !' એક સાંજે પ્રભાકરના ઓરડામાં પ્રવેશ કરતાં સુશીલાએ મમત્વનો પહેલો બોલ ઉચ્ચાર્યોઃ 'મેં સાંભળ્યું છે એ સાચું ? '

પ્રભાકરને જ્યારથી લીલા સાથે વાત થઈ હતી, ત્યારથી માતાના અને પિતાના પ્રશ્નની ખાત્રી હતી જ. પ્રભાકર એનો જવાબ દેવાને પણ તૈયાર ન હતો.

' શું સાંભળ્યુ છે આપે, માતાજી ! ' સંપૂર્ણ શાન્તિ અને વિવેકથી પ્રભાકરે સામો પ્રશ્ન કર્યો.

' સુધીરની બ્હેન વિભાએ તારા પર જાળ પાથરી છે ? ' વિભાને માથે જ દોષારોપણ કરતાં સુશીલાએ પ્રશ્ન કર્યો.

માનવ સ્વભાવ છે કે આપ્ત જનને નિર્દોષ માનીને પરાયાને દોષિત ઠેરવીને એ આગળ ચાલે છે.

' એવું કોણે કહ્યું ? '

' હું જાણુંને કે એવું તો હોય જ નહિ ! ' પ્રભાકરના સીધા પ્રશ્નને ઉલ્ટાવીને તેના મનમાં વસી ગયેલી તસ્વીરને ઉથલાવી પાડવાના હેતુથી સુશીલાએ કહ્યું, ' મારો પ્રભાકર, વિભા જેવી કંગાલ બાળા સાથે મન જોડે એ વાત માની જ કેમ શકાય ? પ્રભાકર કોણુ ? વિભા એના હૈયામાં તો શું પણ એના ચરણોની જુતી આગળ ઊભવાને પણ કયાંથી લાયક હોય ? '

કોણ જાણે સુશીલા આગળ ક્યાં સુધી પોતાની વાક્ધારા વહેવડાવતી જ રહી હોત. પણ પ્રભાકરે ગુસ્સા ભર્યા અવાજે કહ્યું: 'માતાજી! કોઈનું અપમાન કરવામાં જ શ્રીમંતાઈનું પ્રદર્શન કરવું ઠીક નથી!'

'એટલે? વિભાને અને તારે શું છે?'

'વિભા અને હું એકબીજાથી જુદા નથી. માતાજી! બ્હેને બધું કહ્યું છે છતાં શા માટે પૂછો છો?'

'હું એ જાણવા માંગું છું?'

'જાણી લો, એ વાત સાવ સાચી છે. પ્રભાકર લગ્ન જીવનમાં જોડાશે તો વિભાની સાથે જ!' એણે પોતાનો નિશ્ચય વ્યક્ત કર્યો.

સુશીલા આ શબ્દો સાંભળવા તૈયાર ન હતી. એના પગ તળેની ધરતી સરતી હોય એમ લાગ્યું: 'કેવો ઘોર કળજુગ આવ્યો છે; દિકરા! માબાપની પણ શરમ રાખતા નથી!' લાલ ઘૂમ આંખો કરતી ક્રોધિત થઈને ઉચ્ચારતી સુશીલા વિદાય થઈ ગઈ.

એ સાંજે આખોય પ્રશ્ન મનોહરલાલ સમક્ષ રજુ થયો. સુશીલાએ પતિને સંભળાવી દીધું કે 'ગમે તેવા હલકા ઘરની કન્યા આ ઘરમાં મારા જીવતા નહિ આવી શકે!'

મનોહરલાલ સ્થિતિ ચૂસ્ત કે હઠાગ્રહી ન હતા. શ્રીમંતાઈનો ફાંકો હોવા છતાં જ્યારે પોતાના પેટના સંતાનોનો પ્રશ્ન આવતો ત્યારે કોમળ બની જતા. અને તેમાંય પ્રભાકર પ્રત્યે તો તેમને અપાર મમતા હતી; એની તાલીમ પાછળ, એના ઘડતર પાછળ એમણે જાતે જ ખૂબ લક્ષ આપ્યું હતું. અને કદાચ પ્રભાકરમાં જે સદ્ભાવ વ્યક્ત થતો હતો એ મનોહરલાલના અંતરની કુમાશનું પ્રતિબિંબ હોય તો ના નહિ.

'મારે પ્રભાકરને પૂછવું તો જોઈને?' મનોહરલાલે પોતાનો નિર્ણય કરતાં પહેલાં પ્રભાકરને પૂછવાની ઈચ્છા વ્યક્ત કરી.

'તમારે વળી એને શું પૂછવું હતું ? એના લગ્ન ક્યાં કરવા, એ તો તમારૂં અને મારૂં કામ છે કે એનું ? હજી એના માથે પૂછનારા આપણે જીવતા છીએ એટલો ખ્યાલ તો એણે કરવો જોઈ તો હતો !' સુશીલા પર મનોહરરાયના શાંત્વનની કાંઈ અસર થઈ નહિ.

'એણે વિચાર તો કર્યો જ હશે ને ?'

'એ શો વિચાર કરતો હતો ? વિભાએ એના પર જાદુ કર્યો લાગે છે !'

'જો !' મનોહરરાય સુશીલાના મંતવ્યથી જુદા પડતા હતા : 'આપણા પ્રભાકરને ઉદ્દેશીને આપણે ગમે તે કહીએ એ ચાલી શકે, પણ વિભાને વિષે આપણાથી એક શબ્દ પણ ન બોલી શકાય.'

'કેમ ન બોલાય ? એમ કહોને કે તમને એ બધું ગમે છે ?' સ્ત્રી જ્યારે ધાર્યું કરી શકતી નથી, ત્યારે પતિ સામે ઉશ્કેરાય છે. સ્ત્રીનું બળ એનો પતિ છે એવું એને ત્યારે જ ભાન થાય છે, જ્યારે એ બળ એની વિરુદ્ધ ઊભું રહે છે.

'ગમવાનો પ્રશ્ન નથી !' મનોહરરાય તો શાન્ત જ હતા.

એમની એ ખાસિયત હતી કે : જ્યારે કોઈ ક્રોધિત બનીને વાત કરે ત્યારે તેઓ ક્રોધમાં આવી જતા નહિ, પણ શાંતિથી ધીમા અવાજે જવાબ દેતા હતા. તેઓ જાણતા હતા કે સુશીલાનો એ સ્વભાવ છે કે જ્યારે તેની ઇચ્છાની અવગણના થાય છે ત્યારે એ ગુસ્સે થઈ જાય છે.

એવા કેટલાય પ્રસંગો મનોહરરાયે સફળતાથી ટાળી દીધાં હતાં, કે જેમાં સુશીલાના સ્વભાવને કારણે શાંતિ ખળભળી ઉઠતી હતી.

મનોહરરાયે આ પ્રસંગ પણ એવી જ રીતે ટાળી દેવાને નિશ્ચય કર્યો.

'—તમારી વાત સાચી છે. આપણે માબાપ જીવતાં છીએ. એના ભલામાં જ આપણું ભલું છે. આપણે એનું અહિત તો કરીએ જ નહિ, છતાં જો પ્રભાકર આપણી અવગણના કરશે તો આપણે એને ઠેકાણે લાવવો જોઈશે.'

મનોહરરાય બોલતો જતો હતો અને સુશીલાના પલ્ટાતા જતા મુખના ભાવો તરફ જોતો હતો, સુશીલાનો ક્રોધ ઊતરી ગયો.

'હવે સમજ્યા!' સુશીલાએ પોતાનો અભિપ્રાય આપ્યો.

'હું તો સમજેલો જ છું, માટે પ્રભાકરને બોલાવીને ઠપકો જ આપવાનો હતો!'

સુશીલાના ધીખતા અંતરમાં આ શબ્દોથી જળ સીંચન થયું.

બીજો આખો દિવસ ગયો. સુશીલા ધ્યાનથી જોતી હતી કે પ્રભાકરને બોલાવીને મનોહરરાય ક્યારે ઠપકો દે છે. સવાર થયું, બપોર થયો અને રાત્રી પણ થઈ, પિતા પુત્ર દિવસ દરમિયાન કેટલીય વાર મળ્યા હતા પણ પિતાએ એક હરફ પણ ઉચ્ચાર્યો ન હતો. સુશીલાને નવાઈ લાગી: પણ એને ખાત્રી હતી કે મોટા ઘરનું જે ગૌરવ પોતે ધરી રહી છે, એ ગૌરવ પોતાના પતિને પણ અંતરમાં વસેલું જ છે. કુટુંબનું ગૌરવ ખંડિત થાય અને તેઓ મૂંગા રહે એ કદિ બને જ નહિ.

રાત્રિની નિરવતા ચોપાસ છવાઈ રહી હતી. આખા મકાનમાં સર્વત્ર શાંતિ હતી, ત્યારે પ્રભાકરના ઓરડામાં ઝીણો દિપક ટગમગતો હતો. દિપકની જ્યોતના કિરણો, વિભાની તસ્વીર પર પડતાં હતાં. એ ઝીણા દીપકિરણો ઝીલતી વિભાની મુખાકૃતિ વધુ તેજદાર લાગતી હતી.

અનિમિષ નેત્રે પ્રભાકર એને નિહાળી રહ્યો હતો; તસ્વીરમાંની વિભા એને હસીને પૂછતી હતી: 'પ્રભાકર, મોટા ઘરનું અભિમાન આપણા પ્રણય જીવનમાં અવરોધ સરખું તો નહિ બને ને?'

પ્રભાકર જવાબ દેતો હતો. 'પ્રણયના નિર્મળ નીર વચ્ચે ખડક થઈને ઊભનારી કોઈ શક્તિને વેધીને પણ એ નીર તો અખંડિત રીતે વહ્યા જ કરશે; વિભા !'

ને પ્રભાકરના એ પ્રત્યુત્તરથી જાણે સ્વપ્નમાં રાચતી વિભા સંતોષ પામતી હતી.

'બેટા ! હજી તું જાગે છે ?' ધીમેથી બારણું ઊઘાડીને મનોહરરાય પ્રભાકરના ઓરડામાં આવીને બોલ્યા.

'પિતાજી ! આપ !' પલંગમાંથી ઊભાં થતાં પ્રભાકરે પ્રશ્ન કર્યો.

'હા ! તારૂં જરૂરી કામ છે. દિવસે એકાંતમાં તારી સાથે વાત કરવાનું બની શકયું નથી, એટલે અત્યારે આવ્યો.'

પ્રભાકર બધું જાણતો હતો. કઈ વાત પિતાજીને કરવાની છે ? શું જવાબ આપવો ?

અપરાધીની જેમ એ પિતા સન્મુખ ઊભો રહ્યો. ધરતી શી એ મીટ માંડી રહ્યો હતો.

'મને લાગે છે કે મારે જે કાંઈ તને પૂછવાનું છે એ તું જાણે છે. તારો નિશ્ચય જાણવા હું આવ્યો છું.' મનોહરરાયે ટૂંકમાં જ પતાવવાનું યોગ્ય માન્યું.

પ્રભાકર પુખ્ત વયનો હતો. સારૂં નરસું સમજવાની એનામાં વિચાર શકિત હતી.

'પિતાજી !......' પ્રભાકર આગળ બોલી શકયો નહિ.

'બેટા ! મને તારામાં વિશ્વાસ છે. તારી વિચાર શકિતમાં મને પૂરતી શ્રદ્ધા છે !'

'પિતાજી ! આપે જે કાંઈ સાંભળ્યું છે એ સત્ય છે.' ટૂંકમાં જ પ્રભાકરે પોતાનો નિશ્ચય વ્યકત કર્યો.

'પરન્તુ કુટુંબની પ્રતિષ્ટા, સમાજમાં આપણો જે મોભો છે તેનો કશો જ વિચાર તને આ પસંદગી કરવા પાછળ આવ્યો નથી શું ?'

'પિતાજી! કુટુંબની પ્રતિષ્ઠા અને આપણો મોભો તો ત્યારે ઝંખવાય કે જ્યારે હું કોઈ નિંદ્ય પગલું ભરું! પણ વિભા ગરીબ કુટુંબની છોકરી છે, માટે એ આપણા ઘરને લાયક નથી, એવી કલ્પના હું કરી શકતો નથી.'

'તારે માટે યોગ્ય પાત્ર શોધવાની જવાબદારી અમારી છે એનો કંઈ ખ્યાલ તને આવ્યો છે?'

'એ જવાબદારી તમારે શા માટે ઉપાડવી જોઈએ? મારે અનુકૂળ પાત્ર શોધવાનું કામ મારા માટે જ રહેવા દ્યો તો સારું.'

મનોહરરાયને પ્રભાકરના જવાબથી સંતોષ થયો. પુત્રના સુખમાં જ પોતાનું સુખ માનનાર પિતાને પ્રભાકર પર બળાત્કારે પોતાનો નિર્ણય સ્વીકારવાનું કહેવું યોગ્ય લાગ્યું નહિ.

'જેવી તારી મરજી! હજીય તને વિચાર કરવાની હું તક આપું છું. ખૂબ વિચાર કરીને જે પગલું ભરવું હોય તે ભરજે. પાછળથી જીવનમાં ક્યારેય પસ્તાવું ન પડે એટલું જોજે.' જતાં જતાં મનોહરરાયે પ્રભાકરને સૂચના આપી.

એ આખી રાત મનોહરરાયે પ્રભાકરની પસંદગી પર વિચારણા ચલાવી. એની સમક્ષ વિભાની તસ્વીર ઘડીકમાં ઉભેલી લાગતી અને ઘડીકમાં પ્રભાકરની મૂર્તિ ખડી થતી. બન્નેને એ તપાસી જોતો: એને પ્રભાકરની પસંદગીમાં શ્રદ્ધા હતી અને એ શ્રદ્ધાના બળે જ એના વદન પર સ્મિત ફરકતું હતું.

## [3]

વિભાના પ્રણયની વાત જ્યારે સુધીરે જાણી ત્યારે એના અંતરમાં તુમુલ યુદ્ધ મચી ગયું. પ્રભાકરની પસંદગી કરવાની ઇચ્છા હોવા છતાં એના માતાપિતા વિભાને પસંદ કરે એ કેમ માની શકાય?

આકાશના ચાંદ સાથે વિભાએ પ્રીત બાંધી હતી. એ પ્રીત

કેવળ મોંઘી જ હોત તો એના માગ્યાં મૂલ્ય ચૂકવવાને સુધીર તૈયાર થાત. પણ તે અશક્ય હતો. સુધીર અને મનોહરરાય વચ્ચે કેટલું અંતર હતું ? એ અંતર કાપવાની શક્તિ સુધીરમાં ક્યાં હતી ?

'વિભા !' આખરે એણે પોતાના મનની મૂંઝવણ વિભા સમક્ષ મુકવાનો નિશ્ચય કર્યો અને કહ્યું: 'મને લાગે છે કે તારી સ્વપ્ન-સૃષ્ટિ સજીવન થવામાં અનેક અંતરાયો પડ્યા છે. તને ખબર છે કે પ્રભાકર શ્રીમંત છે, આપણે ગરીબ છીએ, શ્રીમંતાઈ અને ગરીબાઈ વચ્ચેના જે સ્વાભાવિક અંતરાયો છે એ અંતરાયો તમારી વચ્ચે ઉભા છે. પ્રભાકર કદાચ તૈયાર હોય પણ તેના પિતા અને માતાની ઇચ્છાની અવગણના તે કેમ કરી શકે, જુવાનો વિચારે છે કાંઈ, બોલે છે કાંઈ અને વર્તે છે કાંઈ વિચાર, વાણી અને વર્તન સાથે જો જુવાનો સુમેળ સાધી શક્યા હોત તો આજે સમાજમાં આ જુનવાણી સ્થિતિ ક્યાંથી હોત ?'

વિભા નીચા મુખે સાંભળી રહી હતી. સુધીર પ્રભાકર વિષે ગમે તેમ વિચારે પણ પ્રભાકરનો એને જે પરિચય હતો અને પ્રભાકરને જે રીતે એ સમજી શકી હતી, તે ઉપરથી એનો વિશ્વાસ હતો કે પ્રભાકર માતા-પિતાની વિરુદ્ધ થઈને પણ પોતાનો સ્વીકાર કરતાં અચકાશે નહિ.

'અને માની લે કે પ્રભાકર તારો સ્વીકાર કરે તો પણ...' જાણે વિભાના અંતર બોલ સુધીર ઉચ્ચારતો હતો. 'મને ભય છે કે એ મોટા ઘરમાં તું ખોવાઈ જઈશ. તારું વ્યક્તિત્વ અને કદાચ અસ્તિત્વ પણ ખોવાઈ જશે. અને કિશોરની લાડકી બ્હેન એનાથી સાવ અલગ થઈ જશે !'

'મોટા ભાઈ !' વિભાની આંખમાં આંસુ હતાં. કંઠ રૂંધાતો હતો.

'હું જાણું છું કે તને આ શબ્દો ગમતા નથી અને મારી

પ્રાર્થના છે કે મારા શબ્દો ખોટા પડે. પણ મારો આત્મા મને કહે છે કે મોટાની મોટાઈમાં નાનાનું વ્યક્તિત્વ ઓળે જાય છે.'

'મોટાભાઈ !'ને ફરી વિભા બોલી ઉઠી, 'એવી અમંગળ શંકાઓ શા માટે કરો છો? માનવતામાંથી તમારો વિશ્વાસુ સાવ ઉડી ગયો છે?'

'માનવતાના મૂલ્ય કોણ સમજે છે બ્હેન! શ્રીમંતો જો માનવતાના મૂલ્ય સમજતા હોત તો સંસાર સ્વર્ગ સમું જ હોત! પણ શ્રીમંતો લક્ષ્મી કરતાં માનવતાને ઉતરતી કોટીની સમજે છે!'

'મારો વિશ્વાસ હજી ઉઠી ગયો નથી, છતાં તમારી ઈચ્છાની આડે આવવાનો મારો ઇરાદો નથી. મારે કારણે તમે જીંદગીભર મનમાં દુઃખી રહો એવી મારી કોઈ ઈચ્છા નથી!' વિભાએ પોતાનો ઈરાદો જણાવ્યો.

'બ્હેન!' વિભાના વચનો સુધીરને દુઃખ કરતાં લાગ્યાં. એ નમ્ર બની ગયો. ગદ્‌ગદ્ અવાજે એણે કહ્યું. 'તારા સુખની કલ્પનાથી હું આનંદિત થાઉં છું. તારા જીવનમાં ગુલાબી રંગ અને ઉષ્મા ભરવા ખાતર, મારા જીવનને દુઃખ દેવામાં મને આનંદ થાય છે. પણ જેને સુખ માનીએ તે જો દુઃખ થઈ પડે તો શું થાય એ વિચારે હું કંપુ છું.'

રાત જામી ગઈ હતી. કિશોર વેળાસર જમીને નિંદ્રાધીન થઈ ગયો હતો. ચોમેર નિસ્તબ્ધતા છાઈ રહી હતી. ચાંદનીનો ધવલ પ્રકાશ પૃથ્વીને રૂપેરી ઓઢણુ ઢાળતો હતો.

વિભા અને સુધીર બન્ને પોતપોતાની શૈય્યામાં, એ શિતળ ચાંદનીના પ્રકાશમાં ભાવિની કલ્પનાના ચિત્રો દોરતા હતા. વિભાને પ્રભાકરમાં વિશ્વાસ હતો. સુધીરને મનોહરરાયની શ્રીમંતાઈમાં અવિશ્વાસ હતો.

કલ્પનાના તરંગે ચડતાં ચડતાં બન્ને ક્યારે નિંદ્રાધીન થયા એનું તેમને કાંઈ ભાન રહ્યું નહિ. પણ વિભા જ્યારે પ્રભાતે જાગ્રત થઈ ત્યારે એના નયનો કહેતા હતા કે મોડી રાત સુધી તેને નિંદ્રા આવી નહતી.

નિયમ મુજબ સ્નાનાદિથી પરવારીને, વિભા તુલસીના ક્યારે પાણી રેડી રહી હતી. બાલ રવિના મધુર મધુરાં કિરણો તુલસીના ક્યારે રમતાં હતાં.

વિભા કરસંપુટ રચીને, તુલસીમૈયાના ક્યારે મસ્તક મૂકીને વિનવતી હતી: 'માતા! મારા અંતરને તું સમજે છે. મારી વેદના તું જાણે છે. તને હું મારી વાત ન કહું તો કોને કહું? ભાઈની શંકાઓ કેટલી જૂઠી છે એ તો મારું અંતર જાણે છે. પ્રભાકર વિના હું જીવી શકવાની નથી એ પણ તું જાણે છે. તારા આશીર્વાદ માંગુ છું. પ્રભાકર મને મળે એટલી તારી દયા માગું છું! મા! આ બાળાની એટલી આરજ પૂરી નહિ કરે?'

વિભા ધ્યાનમગ્ન હતી; એની પાછળ હમણાં જ પથારીમાંથી ઉઠીને આવેલો સુધીર ઊભો હતો. તુલસીના ક્યારે અંતરના દ્વાર ખોલતી બહેનના શબ્દો એ સાંભળતો હતો, અને ધ્યાનમાંથી વિભા ચલિત થાય એ પહેલાં તો સુધીર ચાલ્યો ગયો.

સુધીરે એક પળમાં નિશ્ચય કર્યો. 'વિભાને જો આત્મવિશ્વાસ છે તો, શા માટે મારે એના માર્ગમાં આવવું?'

એજ સાંજે સુધીરે કિશોરને કહ્યું: 'કિશોર, થોડા દિવસમાં આપણે બહેનથી જુદા પડીશું?'

કિશોર સમજતો ન હતો: એણે પ્રશ્ન કર્યો: 'શા માટે?'

'બહેન એના ઘેર જશે!'

'એનું ઘર?'

'હા ! મોટું ઘર છે. ઘેર નોકર ચાકર છે. બહેન મોટા ઘરની વહુરાણી થશે.'

ઓરડાના દ્વારની પાછળ ઊભી ઊભી વિભા આ વાત સાંભળતી હતી. એને સુધીરના વચનો પર વિશ્વાસ ન બેઠો. એના અંતરમાં અનેક પ્રશ્નો એક સાથે ઊડયાઃ 'શું સાચે જ મોટાભાઈએ મારા અંતરના ભાવને સજીવ કર્યા ?'

સુધીરે વિભાને બોલાવીને કહ્યુંઃ 'વિભા ! તારા વિવાહ પ્રભાકર સાથે નક્કી થયા છે. મનોહરરાયની કૃતજ્ઞતાથી એ બન્યું છે. સુશીલા-દેવીના વિરોધ છતાં મનોહરરાયે મારી માંગણી મંજૂર રાખી છે. અને બહેન ! તારા સુખ ખાતર અમારી ગમે તેવી મુશ્કેલીને પહોંચી વળવા અચકાઈશ નહિ.'

વિભાના અંતરમાં હર્ષ હતો. મુખ પર ભાઈની મુસીબતોના ખ્યાલે ઉદ્વેગ હતો.

વિભાના લગ્ન લેવાયા. મોટા ઘરમાં વિભાને સ્થાન આપવા માટે સુધીરે પિતાના વારસા સમું પોતાનું જર્જરિત મકાન વેચી નાખ્યું. વિભા મોટા ઘરમાં ગઈ અને સુધીર અને કિશોર જર્જરિત મકાન છોડીને નાના સરખા ભાડાના ઘરમાં જઈને વસ્યા.

સુશીલા અને તેની પુત્રી લીલાએ વિભાનો સત્કાર કરવામાં જરાપણ ઉત્સાહ ન બતાવ્યો. જે સમાજમાં પ્રતિષ્ઠા અને મોભો મેળવવા સુશીલા ટેવાઈ હતી, તે સમાજમાં વિભા જેવી વહુ ઘરમાં આવતાં એનું સ્થાન હલકું પડી ગયું છે, એવા વિચારે એ આખો વખત ઉદાસીન રહેતી હતી.

વિભા સુશીલાની સેવા કરવા મથતી, લીલાનો સ્નેહ સંપાદન કરવા ઉત્સુક રહેતી, પણ એના ભાગ્યમાં સાસુની સેવા અને નણદીનો સ્નેહ લખાયો ન હતો, એમ એને લાગવા માંડયું.

સુશીલાને વિભા પ્રત્યે ઇતિરાજી હતી; આખો દિવસ આખા ઘરનું બધું જ કામ ઝીણવટભરી કાળજીથી કરતી. વિભાને જ્યારે ને ત્યારે સુશીલાના મહેણાં જ બદલામાં મળતાં.

લીલાને તો વિભાએ જ સંભાળવાની હતી. હજી તો ગયા વર્ષે જ એના લગી થયા હતા. લીલાને માટે સારું ઘર શોધ્યું હતું, એનો વર પણ યુવાન હતો, એના સાસરે ઢીંચણભરી જાર હતી, પણ લીલાના નસીબનો વાંક કે એનો વર એક ખૂન કેસમાં ફાંસીએ ગયો અને લીલાની સાસુએ લીલાને ઘરમાંથી તેના પિયર હાંકી કાઢી. લીલા ત્યારથી પિતાને ત્યાં રહેવા લાગી. સુશીલાના એના ઉપર ચાર હાથ હતા. સમાજમાં સ્ત્રીનું હૃદય હંમેશા પુત્રી તરફ ખેંચાયેલું જ રહે છે. લીલા પ્રત્યે સુશીલાનું હૃદય ખેંચાયેલું જ રહે એ પણ સ્વાભાવિક છે.

પિતાને ત્યાં લીલાને કોઈ કામ ન હતું. નોકરો હતા, અને બધું જ કામ એમની પાસેથી લેવાતું હતું. રસોડાનો બોજ એને ઉઠાવવો પડતો હતો. એ બોજ પણ વિભા પરણીને ઘરમાં આવી ત્યારથી એને માથે મૂકીને એ મુક્ત પંખિણી શી બની ગઈ હતી.

મનોહરરાયના ઘરમાં શાંતિ હતી, એ શાંતિનો હવે ધીમે ધીમે લોપ થવા માંડ્યો. વિભા પર જ્યારે ને ત્યારે, લીલા અને સુશીલા વાક્બાણ સંભળાવતા તૂટી પડતાં હતાં. વિભા મૌન પકડીને એ સાંભળતી. પોતાની જ્યાં ભૂલ હોય ત્યાં એ માફી માંગી લેતી.

અશાંતિ વધતી ગઈ, વિભાનો દેહ પણ ધીમે ધીમે શુષ્ક થવા લાગ્યો. પ્રભાકર ક્યારેક આ પરિસ્થિતિથી અકળાઈ ઊઠતો અને કેટલીક વખત તો તે માતાને થોડાક શબ્દો કહી દેવાને તત્પર થતો. પણ વિભા એને અટકાવતી. આજીજીઓ અને મીઠા શબ્દોથી એ પ્રભાકરને શાંત કરતી.

'વિભા ! તને મેં પિંજરામાં પૂરીને દુ:ખી કરી છે. તારી પમરાટ કરતી દેહલતા શુષ્ક બની છે. તને જોઉં છું અને મારું અંતર દુ:ખી થાય છે. મેં તારો ઘોર અપરાધ કર્યો છે.'

દીપકના ઝાંખા પ્રકાશમાં પતિના શયનખંડમાં ધીમા પગલે વિભા આવતી: તે જીવનથી જાણે થાકી ગઈ હોય એમ નિશ્ચેતન શી ભાસતી. વિભાનો હાથ પકડી એના મસ્તકને પોતાના હાથમાં મૂકીને પ્રભાકર પોતાના પાપનું પ્રાયશ્ચિત કરતો હતો.

'એવું શું કહો છો નાથ। તમારો સ્નેહ અને તમારી હૂંફ મારા જીવનમાં ઉષ્મા પૂરે છે. તમારા સ્નેહભર્યાભાવમાં પૂરાઈને હું મારું જીવન ધન્ય સમજું છું!' વિભાએ વેદનાઓના સાગરને અંતરમાં સમાવી હસતા વદને જવાબ દીધો.

પરન્તુ એના હાસ્યમાં મસ્તી ન હતી. એની આંખોની કીકી-ઓમાં જ્યાં જાદુ ભર્યું હતું ત્યાં આજે વિષાદની ઘેરી છાયા હતી.

પ્રભાકર એ જોઈ શકતો હતો. અને એથી જ એ વિભાના અંતરને સમજી શકતો હતો.

'વિભા !' બહાર ચાંદનીએ પૃથ્વી પર સફેદ ચાદર બિછાવી દીધી હતી. મંદ મંદ અનિલની લહરીઓ રમતી હતી; વાદળ સંગે રમતો ચંદ્ર પ્રણયની મસ્તી જગાવતો હતો. પરંતુ પ્રભાકરના હૈયામાં તો ઉદ્વેગનો તાપ હતો.

'નાથ !' મમતાભર્યા શબ્દે વિભાએ જવાબ દીધો.

'હું એક પ્રશ્ન કરું ?'

'જરૂર !'

'સાચું જ કહીશ ?'

'તમારાથી કશું જ છૂપાવવાનું મારે નથી.'

'ત્યારે તને આ જીંદગાની પ્રિય છે ખરી?'

'કેવો પ્રશ્ન કરો છો? જીંદગાની અપ્રિય શા માટે થાય? પ્રભાકર જેવો પુરુષ મને મળ્યો છે; પછી મારે જીંદગાનીમાં કઈ વસ્તુની ખામી હોય?'

'સિતમની ભઠ્ઠી!' પ્રભાકરથી બોલી જવાયું.

'નાથ! એ સીતમની ભઠ્ઠી નથી, એ તો હરેક સ્ત્રીની તપશ્ચર્યા છે. એ તપશ્ચર્યામાંથી પાર ઉતરનાર સ્ત્રીજ, સિદ્ધિ મેળવી શકે છે.'

'તું મને છેતરે છે?'

'તમને છેતરવાનો વિચાર પણ કેમ કરું!'

'મારી એક સલાહ છે, માનીશ?'

'સલાહ નહિ, આજ્ઞા કહો!'

'તો આપણે અહીંથી શહેરમાં ચાલ્યા જઈએ. હું કમાઇશ, અને આપણે આપણો સંસાર ચલાવીશું. તારું કરમાયેલું મુખ, તારી શુષ્ક અને નિરસ દેહલતા, તારું નિસ્તેજ મુખ, તારી ફિકી કીકીયો આ બધું જોઉં છું અને હું વિચારમાં પડી જાઉં છું!'

'શા માટે? જેનાથી હું ડરતી નથી, તેનાથી તમે શા માટે ડરો છો? શા માટે આપણે શહેરમાં જઈએ? શહેરમાં જઈએ તો મારી બદનામી જ થાય ને! કહેશે કે વિભા આવીને પ્રભાકરને લઈ ગઈ. કેવળ મારા જ સુખનો શા માટે ખ્યાલ રાખો છો? કુટુંબનો, વૃદ્ધ પિતાનો, માતાનો અને બહેનનો પણ ખ્યાલ તમારે રાખવાનો છે, એ તમે ભૂલી કેમ જાઓ છો?'

'વિભા!'

'વધુ નહિ! હવે કૃપા કરીને એ વાત ન કરશો. એક દિવસ મારો વિજય થવાનો છે. એની મને ચોક્કસ ખાત્રી છે!'

વિભાના આ આત્મવિશ્વાસ પછી પ્રભાકરને કાંઈ દલિલ

કરવાની રહી નહિ. પ્રભાકર જોતો અને મૂંગો મૂંગો કડવા ઘૂંટડા પી જતો હતો.

[ ૪ ]

દીપોત્સવીના મંગલ દીન આવી રહ્યા હતા. વિભાના લગ્ન પછી પહેલીજ દીપોત્સવી આવતી હતીઃ સુધીર બહેનને યાદ કરતો હતો, અને બહેનને માટે ભેટ મોકલવાની તૈયારીમાં રોકાઈ ગયો હતો.

દીપોત્સવીની રજાઓ પહેલાં જ પગાર સુધીરના હાથમાં આવ્યો હતો. પગારની રકમ લઈને જ્યારે ઘેર આવ્યો હતો ત્યારે એની આંખો સમક્ષ વિભાની પ્રતિમા ખડી થઈ હતીઃ એ પ્રતિમા કહેતી હતીઃ ' મોટાભાઈ ! મને ભૂલતા નહિ !'

વિભાને ત્યાં કોઈ વસ્તુની ઓછપ ન હતી. વિભાનો પતિ વિભાની ભારે કાળજી રાખતો હતો, છતાં વિભા માટે કાંઈક મોકલવાની વૃતિ સુધીરના અંતરમાં ઊછાળા મારતી હતી.

ઉતાવળો ઉતાવળો આવ્યો પણ ઘરમાં પેસતાં જ એણે જોયું તો કિશોર તાવે તડફડતો હતો.

' કિશોર ! ' પોતાના નાના ભાઈને તાવે તડફડતો જોઈને સુધીરનું હૈયું ભરાઈ આવ્યું. વિભાના ગયા પછી કિશોર સુધીરના સુખ દુઃખનો આશરો હતો. બન્ને ભાઈઓ આનંદથી દિવસો વ્યતિત કરતાં હતાં.

' કિશોર ! ' કિશોરના ધીગતા મસ્તક પર હાથ મૂકતાં સૂધીરે ધીમા સાદે કહ્યું.

' મોટા ભાઈ ! ' અતિ પ્રયત્નોએ આંખો ઉઘાડતાં કિશોરે જવાબ દીધો.

' ભાઈ! ક્યારનો તાવ આવ્યો છે? '

'બપોરના !'

સુધીર કિશોરની સારવારમાં રોકાયો. કિશોરની માંદગી વધતી અટકી હતી. તાવના ઉમટેલા પૂર ધીમે ધીમે ઓસરવા લાગ્યા હતા, અને એકાદ અઠવાડિયામાં તો કિશોર પુનઃ સ્વસ્થ બની ગયો.

દીપોત્સવી આવી પહોંચી હતી. બાર મહિના પછી દીપોત્સવીનો આનંદ આહ્લાદક ભાસતો હતો. ઘેર ઘેર તોરણિયાં બંધાયા હતા. દીપમાળ પ્રગટતી હતી. ઉલ્લાસનું એ મહાપર્વ સુધીર અને કિશોર ઉજવી રહ્યા હતા.

કિશોર હવે સામાન્ય બાળક ન હતો. ક્યારેક એનું દષ્ટિ બિન્દુ સુધીરને પ્રોત્સાહન આપતું હતું. વયના પ્રમાણમાં એની બુદ્ધિ વધારે તેજસ્વી હતી.

'કિશોર ! દીપોત્સવીનું પર્વ આપણે આનંદમાં ગાળીએ અને વિભા બહેનને યાદ ન કરીએ તે કેમ બને ?' સુધીરે પ્રશ્ન કર્યો.

'વિભા બહેનને આપણે યાદ કરવા જ જોઈએ. ભાઈબીજને દિવસે આપણે બન્ને ભાઈઓ બહેનને ત્યાં જઈને આપણી ભેટ આપીશું.'

કિશોરનો વિચાર સુન્દર હતો. બહેનને બીજને દિવસે કંઈક આપવાની કિશોરની ઈચ્છા સુધીર સમજી શક્યો હતો.

દીપોત્સવીનું પર્વ આવ્યું અને વિતી ગયું. ભાઈબીજની તૈયારીઓમાં સુધીર અને કિશોર ગૂંથાયા હતા.

ભાઈબીજ: બહેનના હેતનું એ પૂણ્ય પર્વ: વીરાના ઓવારણા લેતી, વીરાના યશગીત ગાતી, વીરાનું કલ્યાણ વાંછતી બહેનના નિર્મળ સ્નેહથી તરતા મહાકાવ્ય સમું એ પર્વ હિંદુ સમાજમાં સ્ત્રીઓના ગૌરવનું એક ઉજ્જવલ પૃષ્ટ છે. નૂતન વર્ષની શુભેચ્છાઓ પછી વર્ષના બીજા દિવસે બહેનના એ સ્નેહ પર્વની વ્યવસ્થા કોઈ સૂચક

દિન છે વર્ષના શરૂ થતા દિવસે બહેનના ઉમળકા ઝીલતો ભાઈ વર્ષની સફળતા માટે આગળ ધપે છે. બહેન ભાઈને જીવન યાત્રામાં સફળ ઈચ્છે છે અને ખુશાલીમાં બહેનને હસતી રાખવા ભાઈ પ્રયત્ન કરે છે.

માત્ર ચાંદીના સિક્કા કે ચલણી નોટોના વ્યવહારમાં આજે ભાઈ બીજનું પર્વ સમાપ્ત થાય છે, એ સાચી દિશા નથી. પરન્તુ આજના જીવનમાં લક્ષ્મી જ અગ્રસ્થાને છે. બહેન અને ભાઈના નિર્મળ સ્નેહની એ સ્મૃતિને લક્ષ્મીથી જ સમાપ્ત કરવામાં આવે છે.

સુધીર કંગાલ હતો. તેણે જર્જરિત મકાન વેચીને વિભાને સાસરે મોકલી હતી. વિભાની જીંદગીને સુખી રાખવાના મનોરથોની સિદ્ધી આગળ સુધીરે પોતાનો કે પોતાના નાનાભાઈ કિશોરનો કોઈ વિચાર કર્યો ન હતો. સુધીર મહિને દિવસે જે કાંઇ મેળવતો એમાંથી બે ભાઇઓ દિવસો વ્યતિત કરતા હતા. એમની પાસે સાધન ન હતું, પણ હતો માત્ર બહેન પ્રત્યેનો સદ્ભાવ.

'અરે કોણ છે એ...?' બહેનને મળવા ઉત્સુક પગલે મનોહર રાયના ઘરમાં પગ મૂકતાં સુધીરને લીલાએ પૂછ્યું.

'હું સુધીર! વિભાનો ભાઈ! બહેનને મળવા આવ્યો છું!' સુધીરે સ્વભાવિક જવાબ આપ્યો.

'વિભાનો ભાઈ? અહીં શું કામ છે તારું? મોટા ઘરમાં કઈ રીતે અવાય એનો કાંઇ ખ્યાલ છે તને?' ઠપકા ભર્યા નેત્રે લીલા સુધીર સામે જોઈને બોલતી હતી.

'આ તારા દિદારતો જો! આવા દિદાર લઈને અહીં આવતા શરમ નથી આવતી? બહેનને આપી એટલે શું તમારો પણ હક્ક થઈ ગયો?' લીલા વધુને વધુ બોલતી હતી.

'પરન્તુ હું તો વિભા બહેનને માત્ર મળવા જ આવ્યો છું!' સુધીરે લીલાને શો જવાબ આપવો તેની મૂંઝવણ થતાં ડૂબતાં માણસના

હાથમાં તરણું આવે અને બચવાનો યત્ન કરે એમ જે કાંઈ શબ્દો યાદ આવ્યા તે શબ્દો સુધીરે ઉચ્ચાર્યા.

'અત્યારે વિભા મળવા નવરી નથી સમજ્યાને! જરા ઠીક ઠાક થઈને મળવા આવજો!' લીલાએ જવાબ દીધો.

સુધીર હતાશ થયો. ભાઈબીજ જેવા પૂનિત પર્વને દિવસે બહેનને મળવાની પણ જ્યાં મુશીબત હોય, એ ઘરની ભયાનકતા કેટલી હશે એનો સાચોખ્યાલ સુધીરને આવી ગયો. એણે કહ્યું હતું: 'બ્હેન આ મોટાઘરમાં તું ખોવાઈ જઈશ.' આજે એના વાકયો સાચા પડતા હોય એમ જણાયું.

સુધીર ગયો અને પાછળ જ કિશોર આવી પહોંચ્યો.

વિભા માટે જાત જાતની મીઠાઈઓ એણે પસંદ કરી હતી. એના કલ્પના પ્રદેશનાં વિભા રમતી હતી.

બ્હેન મીઠાઈ જોશે અને ખુશી થશે. બહેન પૂછશે: 'કિશોર આ શું?' અને એકાદ મન પસંદ ચીજ મુખમાં મૂકશે.

હું કહીશ 'વિભા બ્હેન આ મીઠાઈ તમારા માટે ખાસ તૈયાર કરાવી છે. ને ભાઈના સ્નેહનો જરૂર સત્કાર કરશે.

કલ્પનાઓના તરંગે હિલોળા લેતો કિશોર મનોહરરાયના આવાસ નજીક આવી પહોંચ્યો. એના હાથમાં મીઠાઈથી ભરેલી ટોપલી હતી. ઉલ્લાસ પૂર્વક એ આગળ ચાલતો હતો. ત્યાં એક સતાવાહી અવાજ એના કાને અથડાયો? 'કોણ છે?'

'હું કિશોર, વિભા બ્હેન ક્યાં?' કિશોરના જોરથી ઉપડતાં કદમ એ સતાવાહી અવાજે થંભી ગયા, અને એણે પ્રશ્ન કરનાર સમક્ષ પોતાની મહેચ્છા વ્યકત કરી.

'જહન્નમમાં ગઈ વિભા! સવારથી આ શી ધમાલ છે? મારે ત્યાં.'

એ બોલનાર સુશીલા હતી. હજી હમણાં જ એને લીલાએ સુધિરના અહીં આવવાની વાત કરી હતી.

'જરા વિચારીને બોલો !' કિશોરનો સ્વર તીખો થયો હતો. જે બ્હેન પ્રત્યે એના અંતરમાં ઉન્નત વિચારો વ્હેતા હતા, એ બ્હેન પ્રત્યે સુશીલાએ ઉચ્ચારેલા કઠોર શબ્દોથી એના દિલમાં આઘાત લાગ્યો હતો.

'એટલે ?' કિશોરના શબ્દોએ સુશીલાનું સ્વમાન ઘવાઇ જતું લાગ્યું.

'તમે શ્રીમંત છો માટે બીજાનું અપમાન કરવાનો તમને શો અધિકાર છે ?'

'હવે એ બધી પંચાત છોડીને અહીંથી ચાલવા માંડ !' સુશીલા વ્યાકુળ બની ગઈ હતી. એણે નજદિક આવીને કિશોરનું બાવડું પકડયું. એના હાથમાંની ટોપલી આવેશમાં પડી ગઈ. કિશોરને ઝાંપા બહાર મૂકી આવી.

કિશોર સાથે ઝઘડતી સુશીલાના રોષભર્યા શબ્દોએ વિભા આંગણામાં આવીને ઉભી. એણે કિશોરને જોયો.

'ભાઈ ! કિશોર !' વિભા પોતાના નાના ભાઇના અપમાનને ગળી શકી નહિ. જે અસ્તવ્યસ્ત રીતે મીઠાઈ જમીન પર પડી હતી એ પરથી એટલું સમજી ગઈ હતી કે કિશોર સાથે સુશીલાએ અમર્યાદ વર્તન ચલાવ્યું છે.

'બ્હેન !' અપમાનિત વદને પાછા ફરતા કિશોરે વિભાનો અવાજ સાંભળ્યો, અને પાછા ફરીને એણે જોયું તો બારણામાં વિભા ઊભી હતી.

કિશોરના વદન પર કાલિમા છાઈ હતી. એની આંખોમાંથી આંસુની સતતધારા વહી રહી હતી.

'ભાઈ!' વિભા દોડતી કિશોર પાસે આવી. એનો હાથ પકડયો અને વિભા ચીસ પાડી ઉઠી.

'ભાઈ કિશોર!' કિશોરનો દેહ ધીખતો હતો. એના શરીરમાં અગ્નિ ભર્યો હોય એવો તાવ ભર્યો હતો.

'બ્હેન! હવે ઘેર જઈશ હું......!' કિશોર એટલું જ બોલી શકયો, તાવની ધ્રુજારી અને અપમાનનો ઘા એની શક્તિ હરી ગયો હતો.

'ભાઈ! હું મૂકવા આવું છું!' વિભાએ કિશોર સાથે ચાલવા માંડયું.

'વિભા!'

કિશોર સાથે જતી વિભાને જોઈને સુશીલા ગર્જી ઉઠી. 'ઘરના કામ અધુરાં મૂકીને કયાં ચાલી?'

'મારા ભાઈને મૂકીને આવું છું!'

વિભાએ પહેલી જ વાર સુશીલાને એટલા જ શબ્દો કહ્યા.

કિશોર વિભાને કહેતો હતો: 'બ્હેન પાછી જા! તું સુખી હોય એ મારે માટે અને મોટા ભાઈ માટે પરમ સુખની વાત છે. તું ન આવતી, હું જઈશ!'

રડતી આંખે અને લથડતા પગે વિભા પાછી ફરી અને કિશોર ધ્રુજતો ધ્રુજતો વિદાય થયો.

કિશોર પર તાવનો હુમલો સખત હતો. એનામાં એક ડગ ભરવાની શક્તિ ન હતી, છતાં આગ્રહ પૂર્વક ચાલતો હતો અપમાનના આવેશમાં અને તાવના ઘેનમાં તેને પોતાના દેહનું ભાન ન રહ્યું. તે ચાલતા ચાલતા પોતાનું ભાન ગૂમાવી બેઠો. ચક્કર આવ્યા અને

રસ્તા પર પડી ગયો. રસ્તા ઉપર પડતાં તેનું માથું એક પથ્થર સાથે અથડાયું. અને તેની ધોરી નસને આઘાત પહોંચ્યો. અને હૃદયના દબાણુથી તેનો આત્મા છૂટી ગયો. માથાની ફૂટના પરિણામે લોહી નીતરતા દેહને જ્યારે ઘેર લાવવામાં આવ્યો ત્યારે સુધીર નિશ્ચેતન બનીને ફાટી આંખે દિવાલને અઢેલીને બેઠો હતો.

પડોશીએ બૂમ મારીઃ 'સુધીર ભાઈ! કિશોર અકસ્માતનો ભોગ બન્યો છે.'

પણ સુધીર બોલતો ન હતો. એના નેત્રો સ્થિર હતા.

'જોઈ શું રહ્યા છો? તમારો કિશોર ગયો!' પાડોશીએ અવાક બનેલા સુધીરને બોલાવવાના હેતુથી જે હતું તે કહી દીધું.

છતાં સુધીર બોલ્યો નહિ. હાલ્યો નહિ અને આંખની સ્થિર પાંપણુ જરા સરખી પણુ ભીંજાણી નહિ.

'શું થયું છે સુધીરને?' બીજા પડોશીને આ મૂઢતાથી આશ્ચર્ય થયું. એણે સુધીર પાસે જઈને તેને હલાવવા માંડ્યો, પણુ સુધીર ક્યાં હતો? એનો દેહ કાષ્ટ સમો હતો. એની ઉઘાડી આંખોમાંથી તેજ પરવારી ગયું હતું.

પડોશમાંની એક પ્રૌઢા કહેતી હતીઃ 'વિભાને ત્યાંથી જ્યારે સુધીર પાછો ફર્યો ત્યારે એ ભાંગી ગયો હોય એવો ભાસતો હતો. એનો પ્રાણુ રુંધાતો હોય એમ લાગતું હતું, પણુ એણે કોઈ વાત કરી નહિ, એ ઘરમાં ગયાને પાંચ પળો પણુ થઈ નથી, અને કિશોરના મૃત દેહને તમે લાવ્યા.'

કિશોરનો મૃત દેહ હસતો હતો. એના મુખપર થઈને લોહીની

અસ્ખલિત ધારા વહી ગઈ હતી. જાણે મૂડીપતિઓના સમાજને એ રક્તના અર્ચન કરતો હોય એમ હસતો હતો.

\+ \+ \+

વિભાને સાસુ–નણંદના પોતાના બંને ભાઈ તરફના વર્તનનું ખૂબ દુ:ખ થયું. મોટાભાઇના શબ્દોનું સ્મરણ થયું: 'વિભા, મોટા ઘરમાં તું ખોવાઈ જતી નહિ!' અને થયું પણ તેમજ. પોતાનું દુ:ખ તો હસતા મોંએ સહન કરતી હતી. પણ ભાઇઓનું અપમાન તેના હૈયાના તાર ઝણઝણાવી રહ્યું હતું. મન કહેતું હતું, 'મોટા ઘરની વહુ થવાનું આ પરિણામ!'

'વિભા! તારા અંતરમાં કઈ વેદના જાગી છે?' પ્રભાકરે ઓરડામાં દાખલ થતાં પૂછ્યું.

પ્રત્યુતરમાં વિભા આંસુ સારતી હતી.

'મા!...' રોજની વિભાની હેરાનગતિથી પરિચિત પ્રભાકરને વિભાના આંસુએ ઉશ્કેરી મૂક્યો. વિભાને મૂકીને એ માના ઓરડામાં ગયો.

'કેમ બેટા?' સુશીલાએ ઠાવકાઈથી પાનનું બીડું મુખમાં મૂકતાં પ્રશ્ન કર્યો.

'આજે શું હતું?' પ્રભાકરે પ્રશ્ન કર્યો.

'શું હોય? વહુના ભાઈઓએ આજે મારું અપમાન કર્યું. મારે આ બધું સહન કરવાનું રહ્યું: કારણ કે વહુ...'

'બસ કરો મા! જૂઠું બોલીને મને છેતરો છો તેનું કંઇ નહિ, પણ પરમાત્માને શા માટે છેતરો છો?'

'હું જૂઠું બોલું છું એમને? તારી વહુ સાચી ખરું ને?'

'મા વહુ કંઈ બોલી નથી, તમારા વ્યવહારની વાત મેં બીજા જોનાર પાસેથી સાંભળી છે. લીલાના વર્તનની હકીકત મેં સાંભળી છે. તમને શું કરું? શ્રીમંતાઈના અભિમાને ગરીબોના જીવન બરબાદ કરવામાં સંતોષ મેળવો છો, પણ તેમાં પ્રભુ રાજી નહિ થાય! આ બધાં પડતા દિ'ના નિશાન છે. એક વખત આ હાલ આપણા પણ કેમ ન થાય......!'

ત્યાં તો નોકરે આવીને કહ્યું 'વિભા વહુ તેના ઓરડામાં બેભાન થઈ ગયાં છે.

પ્રભાકર વિભાના ઓરડામાં ગયો. વિભા બેભાન બની ગઈ હતી.

'વિભા!' બેભાન પત્નીના મસ્તક ઉપર હાથ ફેરવતાં પ્રભાકર બોલ્યો.

લીલા અને સુશીલા પ્રભાકરના આ વર્તનથી આશ્ચર્યચકિત થયા.

પ્રભાકર વિભાને ભાનમાં લાવવા પ્રયત્ન કરતો હતો, ત્યાં સમાચાર સાંભળ્યા: 'વિભાને ત્યાંથી પાછા ફરતાં કિશોર રસ્તામાં બેભાન સ્થિતિમાં પડી ગયો, અને તે ભાનમાં આવ્યો નથી, તેમ જ સુધીર લીલાના અપમાન ભરેલા શબ્દોના આઘાતથી જડવત્ બની ગયો છે.'

પ્રભાકર આ સાંભળીને બહુ દુ:ખી થયો–મા અને બહેનના અભિમાની વર્તનનું શું આવું પરિણામ! પોતાના વિચારોની ધુનમાં પ્રભાકર વિભાને ભાનમાં લાવવા સારવાર કરી રહ્યો હતો. તેના પરિણામે વિભા ભાનમાં આવી: અને કહ્યું: 'પ્રભુ! તમે મા અને બહેન તરફ કડક વર્તન ન કરો. જીવી જાણવામાં મઝા છે.

વિભા ભાનમાં આવતાં પ્રભાકર ખૂબ જ ખુશી થયો-બોલ્યો: 'વિભા! આપણે ઘણું સહન કર્યું છે, હવે વધારે સહન કરવાની શક્તિ

મારામાં કે તારામાં નથી રહી. શ્રીમંતાઈમાં ગૂંગળાઈ મરવા કરતાં હવે આપણે ચાલ્યા જઈએ.'

'ક્યાં ચાલ્યા જઈએ વિભાએ કહ્યું : 'ચાલ્યા જશું' જ્યાં આપણા દેહનું પોષણ મેળવી લેવાય એવા સ્થળે, અને આપણા જીવનની શાંતિ મેળવી શકાય તેવા સ્થળે.'

વિભાએ કહ્યું : 'મા અને બ્હેનના સ્વભાવ ખાતર આ કરવું તે તે મને હજી ગમતું નથી અને પિતાશ્રીનો પણ વિચાર કરવો જોઈએ.'

'વિભા ! તારું દુ:ખ મારાથી જોઈ શકાતું નથી. માટે દૃઢ-નિશ્ચય ફેરવી શકીશ નહિ. આજે રાતના આપણે ચાલ્યા જવું છે...'

× × ×

વિભા અને પ્રભાકર શ્રીમંતાઈના ત્રાસમાંથી છૂટવા ચાલી નીકળ્યા.

સજ્જન કો સજ્જન મીલે,
અપને કુલ કી રીત.
બરોબરીસે કીજીયે;
વૈર વિવાહ ઔર પ્રીત.

# બળવાખોર

**રાત્રે બાર વાગે**

**મહાશય,**

આપને નજરે મેં નિહાળ્યા નથી, આપના વિષે મને કાંઈજ માહિતી નથી, અને આપ પણ કદાચ મને નજરે જુઓ તો નજ ઓળખો એમ હું માનું છું. આવી કેવળ અજાણ પરિસ્થિતિમાં હું આ પત્ર લખવાનું આપને સાહસ કરું છું. કદાચ આપને આ ગાંડપણ લાગશે, પણ મારે મન આપને શું લાગશે તેની કિંમત બહુ જ ઓછી છે.

કેટલીક સાફ સાફ વાતો મારે આ પત્ર દ્વારા આપને જણાવવાની છે. અને એ વાતો હું કહું તે પહેલાં આપને મારે મારી જાત વિષે ઓળખ આપવી જોઈએ, એમ માનીને હું પ્રથમ તો આપને મારા વિષે બે શબ્દો કહેવા માગું છું.

મારું નામ અંશુમાલિની : કદાચ તમે મને માલિનીના નામે જાણતા હશો; આશ્ચર્ય ન પામશો, મારી સાથે તમે લગ્ન કરવાને અને લગ્નથી પ્રાપ્ત થતાં આ દેહ પરના માલિકી હક્કો પ્રાપ્ત કરવાને, તૈયાર થયા છો; મારા પિતાજી સાથે આપે સફળતાપૂર્વક સોદો

ઉતાર્યો છે, એ પણ હું જાણું છું. પણ મારા પિતાજીએ તમારી સાથે જે કાંઈ કરાર કર્યા હોય તેનું પાલન કરવાની તેમનામાં શક્તિ હશે જ, મને એની સાથે કાંઈજ નિસ્બત નથી, પણ તમે મારા નામે ભ્રમમાં ન રહો એવી ઈચ્છાથી હું તમને ચેતવણી આપવાને આ પત્ર લખી રહી છું. મને એ માટે શોક થાય છે, અને કોઈપણ વખત આવો પત્ર લખવાનો પ્રસંગ જ ઉપસ્થિત થયો નથી, તેથી આ પત્ર લખતાં મને ક્ષોભ થાય છે; ઘડીક એમ પણ થાય છે કે પત્ર લખીને શા માટે તમને તસ્દી આપવી?

### પરોઢના ચાર વાગે

પત્ર લખતાં લખતાં જરાક ઝોકું આવી ગયું. આખા દિવસમાં પત્ર લખવાને માટે જોઈતો એકાંત જ ક્યાં ઘરમાં મળે છે? સ્ત્રીઓના ટોળેટોળાં ઉભરાય છે. કોઈ વસ્ત્રો નિહાળીને પ્રશંસા કરે છે, કોઈ ઘરેણાં જોઈને સંતોષ વ્યક્ત કરે છે, કોઈ કોઈ તો મારા ભાગ્યની પ્રસંશા કરે છે. મારા માતાપિતાનો હર્ષ તો હૈયામાં સમાતો પણ નથી, આનંદની અવધિ આવી રહી છે, હું એ બધામાં હરૂં છું, ફરૂં છું. પણ કેવળ નિસ્પૃહાથી, કમળ જળમાં રહે છે, જળમાંથી પોષણ મેળવે છે, કિન્તુ એની પાંદડી પર જળના એક બે ટીપાં પડતાં કેવી રીતે ખેરવી નાંખે છે? એવી જ રીતે કાંઈક હું પણ આનંદ ઉત્સવ વચ્ચે અલિપ્ત રહું છું. મને નથી આનંદ કે નથી કાંઈ ઉલ્લાસ.

કદાચ તમને થશે કે આ કેવી વિચિત્રતા? મારા લગ્નની પૂર્વ ભૂમિકા અંગે જ્યારે ઘરમાં આનંદ પથરાયો હોય ત્યારે હું કેવી રીતે અલિપ્ત રહી શકું? પણ એ સાચું છે, સૂર્યોદય જેટલું જ એ સાચું છે.

આ વાતાવરણ વચ્ચે મનને શાંતિ મળે એવી રીતે પત્ર લખવાનો

સમય મારે રાત્રીનો જ પસંદ કરવો પડ્યો. માતાપિતા દિવસભરના શ્રમિત બનીને ગાઢ નિદ્રામાં પડ્યા, ભાઈ બહેન પણ નિર્દોષ નિંદ લઈ રહ્યા છે, ત્યારે મેં આપને પત્ર લખવાની શરૂઆત કરી, બેચાર લીટી માત્ર લખી ત્યાં તો શૈય્યામાં પડી અને આંખો મીંચાઈ ગઈ; અને સ્વપ્નમાં પણ જો તમે મારી સાથે લગ્ન કરવાની હઠ ન પકડી હોત તો આ પત્ર પૂરો કરવાને નિંદ્રામાંથી ભાગ્યે જ જાગ્રત થાત! પણ ઈશ્વરી સંકેત જુદો જ હશે.

પ્રભાતનો પહેરેગીર સળવળતો જણાય છે, રાત્રીના અંધારા હવે આથમી રહ્યા છે, નવરંગી ચૂંદડી ઓઢીને ઉષા પૂર્વાકાશમાં ધીમા પગલે આવી રહી છે, હમણાં જ નિર્મળ આકાશમાં રંગબેરંગી સાથીઆ પૂરીને ઉષા વિદાય થશે, આભની અટારીએ ભગવાન ભાસ્કર આવી પહોંચશે. એ પહેલાં તો મારે આ પત્ર પૂરો કરવો જ જોઈએ પણ.

નીચેથી બા બૂમ મારે છે. 'અંશુ પ્રભાત થયું, ઉઠ!' ઉપરા ઉપરી બૂમો પાડીને વાતાવરણની સ્થિરતાનો ભંગ કરી રહી છે. પત્ર અધૂરો મુકવો પડે છે. શું કરું લાચાર?

**બપોરે બે વાગે**

ફરીને સંતાડી રાખેલો પત્ર બહાર કાઢું છું. માતા અને પિતા બજારમાં કાંઈ ખરીદિ કરવા ગયા છે. ભાઈ બહેન આંગણામાં બેસી રહ્યા છે. અને હું આ પત્ર પૂરો કરવા બેઠી છું.

હવે મારે તમને જે કહેવાનું છે તે સાફ સાફ કહી જ દઉં. તમે મારી સાથે લગ્ન કરવા માંગો છો ને? શા માટે? તમારે પત્નિ છે, પત્નિના સંતાનો છે, છતાં તમે શા માટે ફરીને લગ્ન કરવા તૈયાર થયા છો? તમે એમ માનો છો કે સ્રીને હૈયા જેવી

કોઈ ચીજ નથી ? એને કોઈ લાગણી નથી ? અને કોઈ કાષ્ટની પૂતળી માફક એને શણગારીને રમાડવાનો જ પુરુષોને હક્ક છે !

પુરુષોની આ વૃત્તિ સામે મને નફરત છે. તમને પુરુષોને નિર્દોષ અને ભોળી રમણીઓના જીવન સાથે ભયંકર રમત રમવાની ટેવ પડી ગઈ છે. એ ટેવને તમે મોજ માનો છો, જ્યારે અમારા જીવન શુષ્ક, રસહિન બની જાય છે. પુરુષને મોજ, સ્ત્રીને રુદન એ ક્યાંનો ન્યાય છે ? જે સમાજમાં " નરજાત સુખી હશે અહીં કદી મ્હાલતી સ્વચ્છંદથી પણ નારીને રોયા વિનાના કર્મમાં બીજું કાંઈ " એવો ન્યાય છે. એ સમાજ મારો નથી, એ સમાજના કોઈપણ સિદ્ધાંતને હું તાબે થનાર નથી. અને એટલે જ હું આપને આ પત્રદ્વારા જણાવી દેવા ઇચ્છું છું કે મારી સાથે લગ્ન કરવાનો વિચાર માંડી વાળજો. જે પુરુષ પોતાની પ્રથમની પત્નિ સાથે સંસાર ભોગવ્યા પછી તેને બેવફા નીવડે છે, એ પુરુષ બીજી સ્ત્રીને ક્યારે ય વફાદાર રહેશે એની કોઈ ખાત્રી છે ખરી ? સ્ત્રી જો બેવફા નીવડે તો તેનું જીવન વેડફાઈ જાય અને પુરુષ બેવફા નીવડે તો તેની સામે કોઈ આંગળી તો ઊંચી ન કરે, પણ તેની પ્રશંશા થાય. એ સમાજમાં સ્ત્રીએ પુરુષની મોજનું રમકડું બનવાને શું કામ તૈયાર થવું જોઈએ ?

ડો. અશોક! મને જરા કહેશો કે તમે તમારી પત્નિને શા માટે દગો દેવાને તૈયાર થયા છો ? તમારી પત્નિમાં શું નથી ? એ ગામડાની છે માટે તેનો તમે ત્યાગ કરવા માંગો છો ? તમારી પત્નિ કદાચ તમારો ત્યાગ કરવાને, અને કદાચ બીજા પુરુષ સાથે સંસાર વસાવવાને તત્પર થાય તો તમે કાયદાનો આશરો લઇને તેને નહિ અટકાવો ? જો પુરુષ તરીકે સ્ત્રી પર તમારો એટલો બધો હક્ક છે તો, સ્ત્રીનો તમારી પત્નિ તરીકે તમને ખોળા પાથરીને, આંસુઓથી તમારા ચરણો પખાળીને તમને બેવફા થતાં અટકાવવાનો પણ હક્ક નથી ?

બા, બાપા, આવી ગયા. હવે થોડું જ લખવાનું છે. અને સાંજે તો પત્ર પૂરો કરીને બીડી જ દઈશ.

**સાંજે પાંચ વાગે**

ચોરી છૂપીથી પત્ર પૂરો કરવા આવી છું, અધૂરો પત્ર મૂકીને હું ગઈ હતી પણ કોઈ કામમાં મારૂં ચિત્ત જ ચોટતું ન હતું. નજીવા કામમાં પણ ભૂલો થતી અને સરખી સાહેલીઓ મારો ઉપહાસ કરી રહી હતી. એની મશ્કરીઓનો હું વિષય થઈ પડી હતી. તેઓ કહેતી કે પતિ પામવાના ઉલ્લાસમાં ભૂલો થાય છે. ઉલ્લાસનો અતિરેક થયો છે. પણ મારા અંતરમાં શું છે, ઉલ્લાસ કે અંગાર? એ તેઓ ક્યાંથી જાણે? પરણીને સાસરે સિધાવેલી અને જીવન નૂર ગુમાવીને પાછી આવેલી લતા કે વનવેલીને મારા વિષે, એ સિવાય બીજા વિચારો આવે પણ ક્યાંથી? મારૂં અંતર જલી રહ્યું છે. પુરુષોની પાશવતા સામે બંડ ઉઠાવવાને હું અધિરી બની છું. વર્ષોથી જે આદર્શો હું સેવતી આવી છું, તેને અમલમાં મૂકવાની પળ જેમ જેમ નજદિકને નજદિક આવતી જાય છે, તેમતેમ હું મારા નિશ્ચયમાં અડગ અને અડગ બનતી જાઉં છું.

ફરીને હું આપને વિનવું છું કે આપ મારો ખ્યાલ છોડી દેજો. તમારા જેવા દગાખોર અને બેવફા પુરુષની પત્નિ બનવા કરતાં આવતી કાલે જ, ચિતામાં જલી જનારા દેહ સાથે મીંઢળ બાંધવાને અને જીવનભર વૈધવ્ય ભોગવવાને હું તૈયાર છું. પણ તમારી સાથે તો કદિપણ નહિ જોડાઉં.

મારો આ નિશ્ચય હિમાલય જેટલો જ અડગ છે, તમે એની ગંભીરતા પિછાનશો તો તમને તમારી ભૂલી સમજાશે; છતાં તમે પુરુષ છો, પુરુષત્વનુ મિથ્થાભિમાન તમારે હૈયે વસી જ ગયું હોય, અને એના ઉશ્કેરાટમાં તમે આ પત્રની અવગણના કરવાને તૈયાર

થાવ તો એના પરિણામે, જે નિરાશા તમને મળે તેમાં મારો દોષ નહિ હોય: કૃપા કરીને નિર્દોષ બાળાનો ભવ બગાડતાં અટકજો.

અંશુમાલિની

( ૨ )

ભોજન કાર્યથી પરવારીને આરામ ખુરશીમાં પડયા પડયા વર્તમાનપત્રોના પાના ઉથલાવી રહેલા ડૉ. અશોકના હાથમાં જ્યારે ટપાલ આવી ત્યારે કોઈ અજાણ્યા હસ્તાક્ષરવાળા કવર પર એની પહેલી નજર ગઈ. અક્ષરો પરિચીત ન હતા, પણ એનો મરોડ કહી દેતો હતો કે કોઈ સ્ત્રીના એ હસ્તાક્ષરો છે. ઉત્સુકતાથી એણે પત્ર ફોડયો અને અંશુમાલિનીનો પત્ર વાંચતાં વાંચતાં ડૉ. અશોકના વદન પર પ્રસ્વેદ બિન્દુઓ બાઝયા. જાણે એનો દેહ હીમ શો ઠંડો પડી ગયો, આંખે અંધારા આવવા લાગ્યા અને પગ તળેની ધરતી ખસતી હોય એમ જણાવવા લાગ્યું. કેટલીય પળો સુધી આંખો બંધ કરીને અશોક પડી રહ્યો, અંશુનો પત્ર એના હાથમાં જ હતો.

'અંશુ આવો પત્ર લખી શકે ખરી?' એના દિલમાં પ્રશ્ન ઉઠયો. "બે દિવસ પછી તો જે આ ગૃહમાં રાણી થઈને આવવાની છે તેનામાં આવો પત્ર લખવાની હિંમત કયાંથી હોય?" બીજો પ્રશ્ન ઉઠયો.

પ્રશ્નોની હારમાળા વધતી જ ગઈ. અને સાથે તેની મૂંઝવણ પણ વધતી ગઈ.

'ત્યારે કોઈએ અંશુના નામે બનાવટ કરી હશે? પરિણીત જીવનમાં વિખ ફેલાવવા માટેની આ કોઈ યોજના હશે? શું હશે?' એના અંતરના ઉંડાણમાંથી વધુને વધુ પ્રશ્નો ઉઠતા જ હતા.

પણ એનો જવાબ ન હતો: અંશુને સીધો પત્ર લખીને પૂછાવી જોવાની તો એને હિંમત ન હતી.

ડૉ. અશોકનું સ્થાન શહેરના સંભાવિત ગૃહસ્થોમાં મોખરે હતું:

શહેરના જાહેર જીવનમાં તેમનો હિસ્સો હતો. સભાઓ તેમના નેતૃત્વ વિના નિરસ જણાતી; જલ્સાઓ તેમની હાજરી વિના નિષ્ફળ લાગતા. એના જીવનની સૂવાસ ચોમેર પ્રસરી હતી. આખો દિવસ અનેક વિધ પ્રવૃતિઓમાં ગુંથાયેલો ડો. અશોક જ્યારે ઘર આંગણે પગ મૂકતો ત્યારે એને પરિશ્રમ લાગતો. હતાશ થતો અને જાણે જીવનની વેઠ અનુભવતો હતો.

જ્યારે ડો. અશોકના સવિતા સાથે લગ્ન થયા હતા ત્યારે તેઓ ડોકટર થયા ન હતા. સામાન્ય માનવી તરીકે તેઓ જીવતા હતા, અને એ રીતે જ તેમણે સવિતા સાથે સંસાર રથ શરૂ કર્યો હતો. સવિતાને ગૃહરાણીના સ્થાને સ્થાપી ત્યારે, અશોકને જીવનમાં કાંઈ ઉણપ ભાસતી ન હતી.

એમનો સંસાર સુખી હતો. એમની સંસાર વાટિકામાં નવા પુષ્પો ખીલતા હતા. એ સુખી અને સંતોષી યુગલને નિહાળીને અશોકના માતા પિતા અમરપંથના યાત્રી બન્યા.

અશોક પ્રગતિના પંથે કૂચ કરતો હતો. સામાન્ય માનવી મટીને અશોક મહાન બનતો જતો હતો. ધીકતી પ્રેકટીસ અને લક્ષ્મીની દયાથી તેના ભાગ્યનો સિતારો ચમકતો હતો.

સવિતાની સંસારવાડીમાં બે બાળકો ખેલતા કુદતા હતા. માતા પિતાની મમતા અને સ્નેહના એ અધિકારી હતા. બહારથી આંગણે પગ દેતો અશોક બંન્ને બાળકોને પ્યાર કરતો. સવિતા મદભર આંખે એ સ્નેહ નિહાળતી અને સંતોષનો શ્વાસ ખેંચતી હતી.

કિન્તુ અશોક પુરૂષ હતો. પુરૂષ ભ્રમર છે, પુષ્પે પુષ્પે ભટકીને રસ ભર્યા પુષ્પોના રસસિંચન કરી રસહિન બનતાં પુષ્પને તરછોડીને બીજા પુષ્પે જઈ બેસતાં ભ્રમર શો અશોક સવિતા પ્રત્યે અસંતોષી બનતો જતો હતો. સવિતામાં હવે તેને ઉણપ જણાવા લાગી.

વીસમી સદીના પ્રતિનિધીત્વ સમી યુવતિઓના એ દર્શન કરતો અને ઉંડો નિશ્વાસ નાંખતો.

'સવિતામાં શું છે? એનામાં સૌન્દર્ય ક્યાં છે? મોહકતા કઈ છે? રસ અને કલાને એ ક્યાં સમજે છે?' કયારેક ડો. અશોક સવિતાને નવયુગની નારી સાથે સરખાવતો. નવયુગની નારીમાં ઘણું હતું. સવિતામાં ઉણપ ઘણી હતી.

કેટલીય વખત એના અંતરમાંથી પ્રશ્ન ઉઠતો. "તારા જેવા સંસ્કારી, અને સુધારક પુરૂષને આવી જડ જેવી, સંસ્કારવિહીન, ગામડાની પત્નિ સાથે જીવન જીવવાનું કઈ રીતે ગમે છે? તારા જીવનમાં ઉત્સાહ અને પ્રેરણા ક્યાંથી આવે?"

પ્રત્યુતર તૈયાર જ હતો. "મારે તો આજના યુગનું પ્રતિબિંબ ઝીલતી, અને સંસારને સ્વર્ગ બનાવી શકે તેવી યુવતિનો સહવાસ જોઈએ."

એક વિચારના વર્તુલની આસપાસ ઘેરો ને ઘેરો થતો ગયો; પરિણામે સવિતાનો સંસાર સળગતો થયો. સવિતાની ઉણપોનો ડો. અશોક સમક્ષ ખડક નજરે પડવા માંડ્યો. ગૃહજીવનમાંથી આનંદ પરવારી ગયો, કિલ્લોલ ઉડી ગયો, એણે નવી પંખિણીની શોધ આદરવા માંડી.

ડો. અશોક પાસે સર્વ કાંઈ હતું. ધન હતું અને ધનને સુલભ એવો વૈભવ પણ હતો. કુટુંબની પ્રતિષ્ટા હતી, યૌવન હતું અને સમાજમાં મોભો હતો.

સવિતાના હૃદયને આઘાત થઈ રહ્યો હતો. અશોકની વૃતિએ પલ્ટો લીધો એમાં તેનો શો દોષ? એનામાં શું ન હતું? અત્યાર સુધી જે સ્નેહ અને હુંફ પામી શકી એ સ્નેહ અને ઔદાર્ય અત્યારે ક્યાં ઉડી ગયા? કઈ ઉણપ એનામાં હતી કે અશોકને ફરી લગ્ન કરવાની વૃતિ થઈ? એ વિચારતી હતી, પણ જવાબ મળતો ન હતો.

ઈશ્વરની કૃપાથી એનો ખોળો ભર્યો હતો, અને સવિતાએ આ ઘરમાં પ્રવેશ કર્યા પછી લક્ષ્મી પણ એની પાછળ પાછળ જ આવી હતી.

કેટલીય વાર અશોકે સવિતાને કહ્યું હતું 'તારા પૂનિત પગલે મારા જીવનમાં ઉલ્લાસ પ્રગટ્યો છે. આનંદ અને મીઠાશ ઉભરાઈ છે.'

એ સવિતા આજે, કેમ અપ્રિય થઈ પડી?

ડો. અશોકને શું જોઈતું હતું? સૌન્દર્ય જોઈતું હતું? સૌન્દર્ય ક્યાં છે? માત્ર રૂપ એજ સાચું સૌન્દર્ય છે? આત્માના સૌન્દર્ય કરતાં દેહના સૌન્દર્યની કિંમત જ જગતમાં કેમ વધુ અંકાય છે?

સવિતા વિનવતી હતી "હવે મને શા માટે છેહ દો છો? દુઃખ ભર્યા દિવસો મેં વ્યતિત કર્યા, સુખની છાંયડી હું પામી નથી, ત્યાં તમે મારા પર દુઃખનો ડુંગર શા માટે નાંખો છો? મારો શો દોષ છે એતો કહો? કયા અપરાધે મને આવી ઘોર શિક્ષા કરો છો?'

પણ ડો. અશોકનું હૈયું કાંઈ રેઢીઆળ ન હતું, કોમળ પણ ન હતું. પત્થર કદાચ તૂટી જાય પણ અશોકનું હૈયું અતૂટ હતું. કેટલીક વખત જ્યારે સવિતા આંસુ સારીને થાકતી ત્યારે, ડો. અશોક કહેતા "સવિતા તારા આંસુઓથી પીગળી જાય એવું કોમળ હૃદય મારી પાસે નથી.'

ડો. અશોકનો નિર્ધાર મક્કમ હતો. સવિતાની વિનવણીઓ અને આજીજી એની સમક્ષ નિષ્ફળ જતી હતી.

અશોક ફરીથી લગ્ન કરવા માંગે છે એવા સમાચાર જ્યારે જ્ઞાતિજનોમાં પ્રસરી રહ્યા ત્યારે અશોકને ત્યાં દિકરી દેવાવાળાઓનો ધસારો થવા લાગ્યો.

કન્યા પસંદગીની અશોકની રીત ભિન્ન પ્રકારની હતી. કુલિનતાનો કોઈ ફાંકો એને જોઈતો ન હતો. ધનની કશી જ તમન્ના

એને ન હતી. અર્ધાંગી જોઈતી ન હતી, પત્નિપદ પામવાને આતુર એવી કોઈ રમણી પણ એને જોઈતી ન હતી. ઘરરખ્ખુ ગૃહિણી મેળવવાની પણ એની તમન્ના ન હતી.

એને તો પોતાના નયનોમાં વસી જાય, અને લોકદૃષ્ટિ જેની પ્રતિ ખેંચાયેલી જ રહે, જેની સાથે પોતે ગૌરવથી કદમ ઉઠાવી શકે એવી પૂતળી જોઈતી હતી. ડો. અશોકના ભાગ્યની બીજાઓ પ્રસંશા કરે, એવી સહચરી એને જોઈતી હતી.

માંગા આવતા ગયા, અને ઈન્કાર થતો ગયો. એની પરિક્ષા, અગ્નિ પરિક્ષા સમી હતી. આશા ભર્યાં આવનારા કેટલાય માનવીઓ નિરાશા સાથે વિદાય થતા હતા.

પણ ડો. અશોકના મક્કમ નિર્ધાર આગળ અશક્ય જેવી વાત ક્યાંથી હોય?

આખરે અંશુમાલિની એની પરિક્ષામાં સફળ નિવડી. અંશુના પિતા સાથે ડો. અશોકે બધુંજ નક્કી કર્યું.

'અંશુ! કેવી કેવું મનોહર અને લલિતભર્યું નામ છે? જેના નામમાં આટલી મોહકતા છે, એનું સ્વરૂપ કેવું મોહક હશે?' ડો. અશોકના દિલમાં સૌથી પહેલો તરંગ જાગ્યો.

મનોસૃષ્ટિમાં ડો. અશોક મસ્ત હતો; અંશુની પ્રતિમાને એ કલ્પનાના વાઘા સજાવતો હતો.

'સવિતા! હવે આ ઘરમાં અંશુનું રાજ્ય થશે, અંશુની હકુમતને તારે આધીન થવું પડશે.'

સવિતાને અંશુના આગમન પહેલાં જ ડો. અશોકે એની ફરજનું ભાન કરાવવા માંડ્યું.

'ભલે આવે! તમારા પર હકુમત ચલાવનારને હું આધીન બનીશ, તમારી અને તમારી નવી પત્નિની હું સેવા કરીશ' સવિતાએ

જવાબ દીધો. એનો કંઠ ભરાઈ ગયો હતો, છતાં એણે આંખમાંથી આંસુનું એક બિંદુ ન પડવા દીધું.

સવિતા પાંગળી હતી, પતિની આડે આવવાની વૃતિ જ એનામાં ઉદ્દ્ભવી ન હતી. પોતાનું ધાર્યું કર્યા પછી પણ જો પતિ શાંતિથી તેને રહેવા દે તો એના માટે પૂરતું હતું.

લગ્નની તૈયારીઓથી અશોકનું મકાન ગાજી ઉઠ્યું હતું. અશોક ઉલ્લાસમાં હતો, અતિ પ્રયત્ને સવિતા પણ હસતું મ્હોં રાખી રહી હતી.

'બાપુ તમે ફરીથી લગ્ન કરવા જાવ છો?' ઘરમાં ફેલાયેલા ઉલ્લાસમાં ભળી ગયેલા બાબાએ, આરામ ખુરશીમાં પડેલા ડૉ. અશોકના અંકમાં બેસવાનો પ્રયત્ન કરતા પ્રશ્ન કર્યો.

પ્રશ્ન સીધો હતો, અને નિર્દોષ હતો. પણ અશોકની આંખો રાતી થઈ ગઈ.

'સવિતા!' સિંહ જેમ શિકારને જોઈને ત્રાડ નાંખે, તેમ અશોકે ત્રાડ નાંખી.

'કેમ?' કાંપતી અને થથરતી સવિતાએ સામે આવીને પ્રશ્ન કર્યો.

'આ શું માંડયું છે? તારાથી જે ન થયું તે હવે બાળકો પાસે કરાવવા તૈયાર થઈ છે, એમ?'

'હું એવી મૂર્ખ નથી' સવિતાએ જવાબ દીધો' મારા પ્રયત્નો નિષ્ફળ ગયા પછી, આંખ કાઢતા ડરી જાય એવા કુમળાં બાળકો પાસે પ્રયત્ન કરાવું એવી કમઅક્કલ પણ નથી.

'ત્યારે શું છે?'

'બાળ જીજ્ઞાસા! એને સંતોષવાની તમારામાં શક્તિ ન હોય તો ડરાવો ધમકાવો અને દૂર કરો. સંતોષવાની શક્તિ હોય તો, એને સંતોષો!' સવિતાએ જવાબ દીધો.

અશોક પાસે એનો કોઈ પ્રત્યુત્તર ન હતો.

લગ્નની તૈયારીના આનંદથી એ થનગનતો હતો, ત્યાં અંશુના પત્રથી એને ધરતીકંપના આંચકા જેવો, એક આંચકો લાગ્યો.

એના દિલમાં પત્રની સચ્ચાઈ વિષે શંકા જન્મી, એક ઓરત આટલા બધા વિચારો એક અજાણ્યા પુરુષ પરના પત્રમાં લખી શકે ખરી? વૈભવ અને એશઆરામની ખાત્રી હોવાં છતાં, એક અબળા એના તરફ બેપરવા થઈ શકે ખરી? ઓરતના પોચા હૃદયમાં પત્થર સમા વજ્ર વિચાર જન્મે ખરા?'

શંકાઓ જન્મતી ગઈ. શાન્ત જળમાં એકાદ કાંકરી પડે અને કુંડાળા પર કુંડાળા રચાતા જાય, એમ ડૉ. અશોકના દિલમાં તરંગો ઉઠતા ગયા, શંકાઓ વધતી ગઈ.

આખરે એને જવાબ મળ્યો: 'અંશુનો જ પત્ર હોય તો મારે જેવી સહચરી જોઇએ છીએ એવી જ, આઝાદ સહચરી મને મળે છે. એની બુદ્ધિ ઘણી તેજસ્વી છે અને મારી કીર્તિનો ધ્વજ ઊંચેને ને ઊંચે ઉડતો થશે. બહાદુર મસ્તીખોર અને મીજાજી માનુનીને મનાવવામાં રહેલી રસિકતાનું ભાન તો મને છે જ, તો પછી અંશુના આ પત્રથી ગભરાવાનું શું કારણ છે!'

અને આ જવાબે એના દિલને શાંતિ મળી. એના વદન પર ઘડીક પહેલાં વ્યાપી રહેલી નિરાશા દૂર થઈ ગઈ. ફરીને એનો ચહેરો પ્રફુલ્લિત થયો.

અંશુના ઈન્કારમાંથી એને પ્રેરણા મળી. અંશુના અંગાર સમા શબ્દોને એણે પ્રિય ગણ્યા. અંશુ સાથે લગ્ન કરવાનો એનો નિશ્ચય મક્કમ થતો ગયો.

'પણ અંશુ લગ્ન કરવા તૈયાર નહિ થાય તો?' એના દિલમાંથી પાછો પ્રશ્ન ઊઠયો. 'જે યુવતિ લગ્ન પહેલાં એક અજાણ્યા

માનવી પર આવો પત્ર લખી શકે છે, એ યુવતિ લગ્ન કરવાનો છેલ્લી ઘડીએ પણ ઇન્કાર કરે તો શું થાય ? ડૉ. અશોકના ઉજ્જવલ નામ પર એકાદ કાલિમાની વાદળી જ છવાઈ જાય ને !'

' નહિ, એમ ન જ બની શકે !' એના અંતરમાંથી એનો જવાબ મળી રહ્યો. વિચાર અને વર્તન વચ્ચે આજે ક્યાં મેળ છે ? અને અંશુએ તાલીમ લીધી છે, વાંચ્યું છે, વિચાર્યું છે એટલે એ પોતાના વિચારો વ્યકત કરી શકે છે. પણ એનો અમલ કરવાની હામ એનામાં ક્યાંથી હોય ? યુવાનો જો કર્તવ્યની વેળાએ પાછી પાની કરે તો અંશુ તો એક અબળા છે !'

' અંશુ ભલેને ના પાડે, પણ જ્યાં સુધી એના માતાપિતા ઇન્કાર ન કરે ત્યાં સુધી મારે ચિંતા કરવાની શી જરૂર છે ? લગ્ન પછી તો એ વાતો જૂની થવાની છે. મારા હૃદયમંદિરમાં પધરાવીને હું એની પૂજા કરીશ-એનો પ્રણય પામીને જીવનનૈયા પાર ઉતારીશ. '

તરંગ હિલોળે ચડેલા અશોકને સમયનું પણ ભાન ન હતું, પણ ઘડિયાળના ટકોરાએ તે ભાનમાં આવ્યો. એની વિચારમાળાના મણુકા તરત અટકી ગયા અને કપડાં પહેરીને જરૂરની ખરીદી માટે બહાર ચાલ્યો ગયો.

[ ૩ ]

ડૉ. અશોકનું નિવાસસ્થાન મંગલ ગીતોથી ગુંજી રહ્યું હતું. નારીવૃંદ અશોક અને અંશુના ગીતો ગાઈ રહ્યું હતું. સવિતા મૂંગી મૂંગી, વેદનાઓનો જ્વાલામુખી હૃદયમાં સળગતો રાખીને બેઠી હતી.

અંશુના આંગણે પણ એવો જ ઉલ્લાસ વ્યાપી રહ્યો હતો. સાહેલીઓના મ્હેણાં ટોણાં અને વચન બાણ વચ્ચે અંશુ ઘૂમતી હતી. એના વદન પર ઉલ્લાસનો અતિરેક ન હતો. પ્રસંગની ગંભીરતા ન હતી; પણ નિશ્ચળ મનોભાવની રેખાઓ અંકિત થઈ હતી.

જે હૈયાના અમૃતપાન કરીને અંશુનો દેહ પોષાયો હતો, જેના હૈયામાં માતૃત્વના અમીઝરણાં વ્હેતા હતા, વિરલ સ્નેહની વીરડી જ્યાં છલકતી હતી, એ માતાના ખોળામાં મસ્તક મૂકીને, અંશુએ આંસુધારા વહાવી, પણ માતાએ સંતોષ ન આપ્યોઃ 'સમાજ શું કહે? લીધેલા લગ્ન બંધ કેમ રહે? અને પછી સમાજનો કયો પુરુષ એની સાથે જોડાવા તૈયાર થાય? કયો યુવાન એમ કહેવાને તૈયાર થાય કે ચાલ અંશુ! હું અને તું સાથે મળીને સંસારનું નામ સફળતાથી વટાવીશું.'

પિતાના ચરણો પકડીને બાકી હતા એટલા આંસુ પૂરા કર્યા. પણ માતાના હૈયાથી પણ કઠીન એવા પિતાના હૈયાને પીગળાવી શકવામાં એ સફળ ન થઈ.

આખરે પોતાને યોગ્ય લાગે તે પગલું ભરવાનો એણે નિશ્ચય કર્યો. એ પછીના દિવસોમાં અંશુએ એક પળ માટે પણ ઉન્હો નિશ્વાસ નાંખ્યો નથી. એ પછી કયારેય અંશુએ પોતાનો અસંતોષ વ્યક્ત કર્યો નથી. માતા સગર્વ કહેતીઃ 'અંશુ ગમે તેવી તોય મારી પુત્રી છે. જુઓ એનો રોષ કયાંય છે હવે?' ને પિતા કહેતાઃ 'અંશુને આપેલી તાલીમ સફળ થઈ.'

અશોકને લખેલા પત્રના જવાબની અંશુ છૂપી છૂપી પ્રતિક્ષા કરતી હતી. એના અંતરમાં એક આશાનું કિરણ ઝળકતું હતુંઃ 'અશોક સુધારક છે, યુવાન છે, અને પોતાના નિશ્ચય પાછી એ આ પગલું ભરતાં અટકી જશે!'

પણ જવાબ ન હતો. દિવસો વિતતા ગયા અને લગ્નની તૈયારીને લગતા સમાચારો આવતા ગયા. અંશુ હતાશ થઈ, છતાં એનો માર્ગ નિશ્ચિત હતો.

અશોક સુધારક હતો, પણ એથીય અધિક એવો પુરુષ તો

હતો જ ને! અંશુ જેવી મહિલા અશોકના પુરુષત્વને પડકારે એ એનાથી કેમ સહન થાય?

ત્યાંતો અશોક તરફના સમાચાર આવ્યા. 'અશોક ધામધૂમને માનતો નથી. વ્યર્થ ખર્ચ એને પસંદ નથી. સાદાઈનો એ પૂજારી છે. માત્ર થોડાક મિત્રો સાથે જ આવશે. મોટા વરઘોડા અને વાની-ઓના ઠઠેરાથી મૂક્ત રહેવાનો એનો નિર્ધાર છે.'

અંશુને આ વચનો સાંભળીને ક્રોધ આવ્યો. સાદાઈના દંભ પાછળ છુપાઈ રહેલું અશોકનું વિલાસી માનસ એ વાંચી શકી. પોતાની સ્વાર્થ લોલુપતામાં બે જીવોના બલિદાન આપવાને તૈયાર થયેલા અશોક પ્રત્યે, પહેલી જ વાર એને ઘૃણા થઈ.

એ ઘૃણાએ તેના નિર્ધારને વધુ મક્કમ બનાવ્યો.

લગ્નની વેળા આવી પહોંચી. સાદાઈનો પૂજારી, રાજવંશી ઠાઠમાઠથી થોડાક મિત્રો સાથે અંશુને લઈ જવાની તમન્ના સાથે જ્યારે અશોક અંશુના આંગણામાં ઊભો ત્યારે અંશુએ એનો સામે મીટ પણ માંડી નહિ.

બધી જ પળે અંશુ હસતી હતી. બધી જ પળે અંશુ વેદનાને છુપાવીને ઉલ્લાસ વ્યક્ત કરતી હતી.

રાત્રીની મધુર ચાંદનીમાં અંશુ લગ્ન જીવનની કડીએ પગ મૂકવાને તૈયાર થઈ હતી, પણ એનો સાથીદાર એના અંતરમાં સ્થાન પામી શક્યો નહતો.

કોકિલ કંઠી કિન્નરીઓના કંઠમાંથી મધુર હલકે ગવાઈ રહેલા ગીતો વચ્ચે બે આત્મા સપ્તપદી સમક્ષ હાજર થયા. એકના હૈયામાં ઉલ્લાસ અને આનંદ ઉછળતો હતો, કારણ કે જેવી કલ્પના હતી એવી જ અંશુ હતી એની એને ખાત્રી થઈ ચૂકી હતી. જ્યારે અંશુના હૈયામાં મંથન થતું હતુંઃ શું કરવું? માતાપિતાની પ્રતિષ્ઠાને

કારણે જીવનનું બલિદાન દેવું અને એક અજાણ સ્ત્રીને છેહ દેવો કે પત્ની સાથે દગો ખેલનાર પુરુષને બોધપાઠ આપવો ?

એક તરફ માતા પિતાના દયાભર્યા વદન નજરે પડતા હતા—બીજી તરફ તરછોડાયેલી સવિતાની આંસુભરી કંગાલિયત સમી પ્રતિમા ઉભતી, અને ખોળા પાથરીને પતિની ભિક્ષા માંગતી હતી.

બ્રાહ્મણ મંત્રોચ્ચાર કરી રહ્યો હતો. લગ્નવેદી પરનો અગ્નિ ધીમો ધીમો પ્રજ્વળતો હતો. એ અગ્નિના છાંય અને ચાંદનીના અમૃત અંશુના મુખને દેદિપ્યમાન બનાવી રહ્યા હતા.

છૂપોછૂપો અશોક અંશુને જોઈ રહ્યો હતો. બાજૂમાં બેઠેલા મિત્રો ધીમા સ્વરે કહેતા હતા: 'અશોક તું ભાગ્યશાળી છે.'

સ્ત્રીઓના ગીતો, અને ભૂદેવના મંત્રોચ્ચારણથી જાણે તુમુલ યુદ્ધ જામ્યુ હતું.

ભૂદેવે અંશુ અને અશોકના ગળામાં વરમાળ પહેરાવા માંડી. અને અંશુ સફાળી જાગી ઊઠી. એણે ગળામાં પડેલી વરમાળા તોડી નાંખી અને ક્રોધભર્યા વદને એ ઊભી થઈ ગઈ, અને બોલી:—

'આવા બેવફા પુરુષની પત્ની બનવાને હું તૈયાર નથી.'

આ શબ્દોએ સાજનિયા ચોંકી ઊઠ્યા. સમાજના આગેવાનો ચોંકી ઉઠ્યા લગ્ન ગીત ગાતો સ્ત્રી વૃંદ જાગી ઉઠ્યો.

'એટલે?' અંશુના પિતાએ સામે આવીને પ્રશ્ન કર્યો.

'એટલે એજ કે જે પુરુષ આજે પોતાની પ્રથમની પત્નીને બેવફા થવા નીકળ્યો છે, એ પુરુષ આવતી કાલે મને બેવફા નહિ થાય એની શી ખાત્રી?' અંશુએ જવાબ દીધો.

'એનો વિચાર તારે કરવાનો નથી. તારે અમારો વિચાર કરવાનો છે. અમે કહીએ એમ કરવાનું છે.'

'આ વિષયમાં નહિ, બીજી બધી વાતોમાં. તમે કહો તો ગમે તે વૃદ્ધને પનારે પડવાને હું તૈયાર છું. આવતી કાલે જ વૈધવ્ય પ્રાપ્ત થાય એવા મડા સાથે મીંઢળ બાંધવા તૈયાર છું, પણ આ લગ્ન તો મને મંજુર નથી જ !'

અંશુનો નિશ્ચય અફર હતો. લગ્નનો આનંદ ઉડી ગયો. ચિંતા અને ગભરાટ સહુના વદન પર છવાઈ ગયા.

અંશુને સમજાવવાના, વિનવવાના, ધમકાવવાના બધા જ પ્રયત્નો નિષ્ફળ ગયા. અંશુ હિમાલય શી અડગ હતી.

રાત્રી વહી ગઈ. લગ્ન અધુરા રહ્યા. એ રાત્રી દરમ્યાન અશોકના મન પર અનેક વિચાર પ્રવાહોનો આવેગ ચાલી રહ્યો.

'અંશુએ તો સાફ ના પાડી હતી. કિન્તુ હઠાગ્રહી તો હું જ બન્યોને ?' અશોકના અંતરમાં પહેલો જ એ વિચાર જન્મ્યો, અને પછી તો વિચારોની પરંપરા જન્મતી ગઇ. અંતે એણે નિશ્ચય કર્યો. અંશુ સાથે લગ્ન કરવા નહિ.

બીજી પ્રભાતે એણે અંશુ સમક્ષ જઈને કહ્યું: 'અંશુ તું જીતી, હું હાર્યો. તારી જીત તારી જીદ્દમાં નથી, તારા પૂનિત વિચારમાં છે. હું ફરીથી લગ્ન કરવા માંગતો નથી. પુરુષ સમાજને એકાદ ધરતીકંપ જેવા સખ્ત આંચકાની જરૂર હતી, એ જરૂર તેં પૂરી કરી છે. તારો વિજય એ સ્ત્રી સમાજનો વિજય છે.'

સ મા પ્ત

## નવયુગ ગ્રંથમાળાના અન્ય વિવિધતા ભર્યા

# પ્રકાશનો

### નવયુગ ગ્રંથમાળા: વર્ષ ૪ થું

| | | |
|---|---|---|
| ઇરાન | મહાશંકર ઇ. દવે | ૦-૧૨ |
| સ્વરાજ અને સંરક્ષણ | મહાશંકર ઇ. દવે | ૦-૧૨ |
| એડોલ્ફ હીટલર | લક્ષ્મીદાસ દાણી | ૦-૮ |
| સંધ્યાના રંગ | બાબુરાવ જોશી | ૧-૪ |
| સૌરભ | પુરુષોતમ ચૌહાણ | ૦-૧૨ |
| યુગાંતર | શિવશંકર શુકલ | ૧-૦ |

### નવયુગ ગ્રંથમાળા: વર્ષ ૫ મું

| | | |
|---|---|---|
| કોરી કિતાબ | ગુણવંતરાય આચાર્ય | ૧-૮ |
| પૂર્વજોના પાપે [બી. આ.] | ગુણવંતરાય આચાર્ય [છપાય છે.] | ૧-૮ |
| અફઘાનિસ્તાન | મહાશંકર ઇ. દવે | ૦-૧૨ |
| બે ક્રાંતિકાર | [ટ્રોટ્સ્કી અને સ્ટેલીન] | ૧-૦ |
| ખીલખીલાટ | ઐયુબખાન ખલીલ | ૧-૪ |

### નવયુગ ગ્રંથમાળા: વર્ષ ૬ ઠું

| | | |
|---|---|---|
| ગ્રામ્ય વિચારણા | હરભાઇ ત્રિવેદી | ૦-૮ |
| જીવન ચક્ર | 'ધૂમકેતુ' | ૧-૪ |
| વિભંગકલા | દુર્ગેશ શુકલ | ૧-૮ |
| લગ્ન ધર્મ કે કરાર ? | ભોગીન્દ્રરાવ દિવેટિયા | ૧-૮ |
| દશમી | 'પ્રકાશમ્' | ૦-૧૨ |

: લખો :

નવયુગ પુસ્તક ભંડાર : રાજકોટ: કાઠિયાવાડ

[illegible]

[illegible]

| | | |
|---|---|---|
| વીરાંગનાઓની વીરહાક | ૦-૨॥ | |
| રાસ રમણુા (બી.આ.) | ૦-૧૦ | |
| અરક્ષણિુઆ | ૦-૬ | |
| કલ્પનાના પ્રતિબિંબ | ૦-૮ | |
| ખાટીમીઠી બાળવાતો | ૦-૭ | |
| સમયના વ્હેણુ | ૦-૬ | |
| ગૃહનીતિ | ૦-૧૨ | ૦-૧૪ |
| સોરઠી વિભૂતિઓ | ૦-૧૦ | ૦-૧૨ |

[illegible]

| | |
|---|---|
| હેમા બહેન | ૦-૫ |
| વીરા ફીગનર | ૦-૬ |
| રસિયણના રાસ | ૧-૦ |
| પ્રતિભા | ૦-૯ |
| ગૃહશિક્ષા | ૧-૪ |
| સિમંતિની | ૧-૦ |
| ધૂપદીપ | ૦-૧૨ |

[illegible]

| | |
|---|---|
| કિલ્લેદારની કન્યા | ૧-૦ |
| સમાજની ભીતરમાં | ૧-૦ |
| સ્વર્ગની પરીઓ | ૧-૦ |
| ઉરદાહ | ૧-૮ |
| પરણ્યા પછી : ૧ લો | ૦-૮ |

[illegible]

| | |
|---|---|
| રાસ કસોટી | ૧-૦ |
| ગૃહ–લક્ષ્મી | ૧-૦ |
| પદ્મિની | ૧-૮ |
| બકુલાભાભી (મ.નથી) | ૧-/ |
| પરણ્યા પછી : ૨ જો | ૧-૪ |

JACKET PRINTED BY: LORDKIN PRINTERY, AHMEDABAD.